પ્રકાશક

**નાથાલાલ ડાહ્યાભાઈ શાહ**

વ્યવસ્થાપક,

પૂજ્ય શ્રી લાધાજીસ્વામી પુસ્તકાલય,

**લીંબડી.**

વીર સંવત ૨૪૬૨; વિ. સં. ૧૯૯૨; ઈ. સ. ૧૯૩૫

આવૃત્તિ ૧ લી : પ્રત ૧૦૦૦



મુદ્રક

પરીખ દેવીદાસ છગનલાલ.

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસ,

[illegible] અમદાવાદ.

# આભારપત્ર

## આ પુસ્તકની પ્રસિદ્ધિમાં આર્થિક સહાય આપનાર ઉદાર ભાઈ બહેનોનાં નામ

૨૫૧ ગુપ્ત દાનના શોખીન એક સદ્‌ગૃહસ્થ, મુંબઈ.
૫૧ શ્રી મહાકોરબાઇના સ્મરણાર્થે,
હા. પોચાલાલ પિતામ્બરદાસ શાહ, અમદાવાદ.
૫૦ શ્રીયુત હરખચંદ કાલીદાસભાઈ વારીયા, ભાણવડ.
૨૫ સ્વ. પુત્ર નરભેરામના સ્મરણાર્થે શ્રી માનસીંગ ટોકરશી મહેતા
ખાખરા–જીવાપર.
૨૫ શ્રી વનમાળીદાસ હરજીવનદાસ, ઉલપેટા.
૨૫ શ્રી કાનજી જાદવજી શાહ, પોરબંદર.
૨૫ એક બ્હેન તરફથી, વાકાનેર
૨૫ શ્રી હરખચંદ ભવાનભાઇ તલસાણીયા, લિંબડી, હાલ–લાહોર.
૨૨ એક સદ્‌ગૃહસ્થ, મુંબઇ.
૨૦ માતુશ્રી જીવીબાઇના સ્મરણાર્થે
હા શાતિલાલ નાથાલાલ શાહ, કલોલ.
૧૦ શ્રી જેઠાલાલ બેચરભાઇ મોચી, જેતપુર (કાઠીનુ).
૧૦ શ્રી હંસરાજ કાલિદાસ શાહ, ખીરસરા ઘેટીયા).
૧૦ શ્રી પાનાચંદ ત્રીભુવનદાસ શાહ ,, ,,
૫ શ્રી ગોપાળજી રૂઘનાથભાઇ શાહ, પ્રાંત શિરસ્તેદાર, સાદરા.
૫ શ્રી જગજીવનદાસ ત્રીભુવનદાસ મંઘવી, રાજકોટ.
૫ શ્રી મગનલાલ જીવરાજ મોરબીયા, રાપર (કચ્છ વાગડ).
૫ શ્રી વલ્લભજી કેશવજી પતીગ, કાલાવડ.
૫ શ્રી દયાળજી જીવરાજ કોઠારી, ,,
૫ શ્રી જેઠાલાલ પુરુષોતમ શાહ, ,
૫ શ્રી શાન્તિલાલ વલમભાઇ શાહ, પાણસણા.
૫ શ્રી સાકરબાઇ નાગર બ્રાહ્મણ–ખીરસરા (ઘેટીયા).
૫ શ્રી લક્ષ્મીચદ માનસિગભાઇ સાયલાવાળા, હાલ–કરાચી.
૫ શ્રી ઘેલાભાઇ કુંવરજી શાહ ધ્રાગધ્રાવાળા, હાલ–કરાચી.
૫ શ્રી પોપટલાલ મહાદેવભાઈ ,, ,,

૫ શ્રી હિંમતલાલ નાગરદાસ રાણપુરવાળા, હાલ-કરાચી.
૫ શ્રી દીપચંદભાઇ ઝુંઝાભાઇ શાહ મોરબીવાળા ,,
૫ શ્રી રતિલાલ અમરચંદભાઇ ધ્રાંગધરાવાળા ,,
૫ શ્રી નાનાલાલ જસરાજભાઇ જુનાગઢવાળા ,,

---

## પૂજ્ય શ્રી લાધાજીસ્વામી સ્મારક ગ્રંથમાળા

### જૈન મુનિ શ્રી છોટાલાલજીકૃત પુસ્તકો

મણકો ૧-૨ વિદ્યાસાગર ભાગ ૧ રૂ. ૦-૮-૦. ભાગ ૨, રૂ. ૧
,, ૩ સદુપદેશ કુસુમમાળા (છઠ્ઠી આવૃત્તિ) ભેટ
,, ૪ માંદાની માવજત ૦-૨-૦ (નથી)
,, ૫ શ્રી ભક્તામર મંત્રમાહાત્મ્ય (બીજી આવૃત્તિ) રૂ. ૨-૦-૦
,, ૬ વિશુદ્ધ પ્રેમપ્રવાહિની (પ્રેમકાવ્ય સંગ્રહ) ૦-૧૨-૦ (નથી)
,, ૭ પૂ. શ્રી લાધાજીસ્વામીનું જીવનચરિત્ર રૂ. ૦-૮-૦ (નથી)
,, ૮ વિદ્યાસાગર ભાગ ૩ જો (છપાશે)
,, ૯ ઇશ્વરસ્તુતિ (અ સું પઢીયારકૃત) ૦-૧-૬
,, ૧૦ મદાંધની મસ્તી ૦-૧-૬
,, ૧૧ મ્હારી વિતક વાર્તા ૦-૪-૦ (નથી)
,, ૧૨ પવિત્ર પ્રમદાનું પરાક્રમ (કથા) ૦-૧૦-૦
,, ૧૩ શ્રી લઘુ કાવ્યબત્રીસી (કાવ્યો) ૦-૮-૦
,, ૧૪ અપવિત્ર વસ્ત્ર વિરૂદ્ધ પવિત્ર ખાદી (ચિત્રો) ભેટ
,, ૧૫ લાખા પટેલની લાકડી (બોધક વાર્તા) ભેટ
,, ૧૬ શ્રી લઘુ સદ્બોધ પુષ્પમાળા (ભેટ) નથી.
,, ૧૭ ત્રિરત્ન (ભેટ) મણકો ૧૮ સામાયિક સૂત્ર (ભેટ)
,, ૧૯ બે હાથ જોડી (સર્વમાન્ય પ્રાર્થના) ૦-૪-૦
,, ૨૦ સામાયિક પ્રતિક્રમણ સૂત્ર ૦-૨-૦
,, ૨૧ નવરત્ન (ભેટ)
,, ૨૨ શ્રી પ્રશ્નવ્યાકરણ સૂત્રનો અનુવાદ ૦-૧૦-૦
,, ૨૩ માયાવી સંસાર ૨-૦-૦
,, ૨૪ શ્રી રાયપસેણઇય સૂત્રનો અનુવાદ ૦-૧૦-૦
,, ૨૫ પાંચ જ્ઞાનનો નકશો ૦-૨-૦

ભેટ આપવાના દરેક પુસ્તક દીઠ ૧ આનો પોસ્ટેજ મોકલવું.

પૂજ્ય શ્રી લાધાજીસ્વામી પુસ્તકાલયના વ્યવસ્થાપક
બાહેલા પરા, લીંબડી (કાઠિયાવાડ)

# પ્રકાશકનું નિવેદન

પૂજ્ય શ્રી લાધાજીસ્વામી પુસ્તકાલય, જે સંસ્થા તરફથી આ પુસ્તક બહાર પાડવામા આવ્યુ છે, તે જાહેર પ્રજાના ઉપયોગ માટે ખુલ્લું મૂકવામા આવેલું એક પુસ્તકાલય છે. આ સંસ્થા તરફથી જૈન ધર્મના વિધવિધ પુસ્તકો આજસુધીમા બહાર પાડવામા આવ્યાં છે, અને વિશેષ પુસ્તકો ધીરેધીરે પ્રસિદ્ધ કરવાનો તેનો સંકલ્પ છે. સૂત્રાનુવાદોમા આ પુસ્તક બીજું છે. બે વર્ષ પૂર્વે મુનિ શ્રી છોટાલાલજી અનુવાદિત 'પ્રશ્નવ્યાકરણ સૂત્ર' બહાર પાડવામા આવ્યું હતું. પં. શ્રી. બેચરદાસજીએ સૂત્રગ્રંથો સંશોધાવી પ્રસિદ્ધ કરવાની કરેલી સૂચનાને પાર પાડવાનું સામર્થ્ય સંસ્થા ધરાવતી થાય એવો અભિલાષ છે.

સં. ૧૯૭૪ ના ભાદરવા મહિનામા વઢવાણ કેમ્પમા મુનિરાજ શ્રી છોટાલાલજી તથા મુનિ શ્રી લક્ષ્મીચંદ્રજી ચાતુર્માસ રહ્યા હતા, ત્યારે તેમને શ્રીમાન કવિવર શ્રી નાનાલાલ દલપતરામનો મેળાપ થયો. પૂર્વે પણ એવા અનેક મેળાપ થયા હતા. કવિશ્રીએ તે સમયે કહ્યું કે જૈન સાધુઓ જ્ઞાનદાન સંબંધે સંકુચિત વૃત્તિના હોય છે, કારણકે તેમને જે પુસ્તકો ભકતો તરફથી વહોરાવવામાં આવે છે તે તેઓ પેટી પટારામા ગોંધી રાખી દેશ-દેશાતરમાં વિહરે છે, અને પુસ્તકો કેદમા પુરાયલા પડયા રહે છે-કોઇના ઉપયોગમા આવતા નથી આ કથનમા મુનિરાજ શ્રી છોટાલાલજીને સત્ય રહેલું લાગ્યુ અને તેમણે તથા મુનિ શ્રી લક્ષ્મીચંદ્રજીએ વિચાર કરી પોતપોતાની પાસેનાં બધાં છાપેલા પુસ્તકો ૧૯૭૫ ના કારતક સુદી ૧ ના દિવસે ઉક્ત પુસ્તકાલયને અર્પણ કરી, કવિ શ્રી નાનાલાલને હસ્તે જ પુસ્તકાલય ખુલ્લુ મુકાવ્યુ; ત્યારથી જાહેર જનતા તેનો લાભ લઇ રહેલી છે. તે તે વખતે ૪૫૦ થી ૫૦૦ ના આશરે પુસ્તકો હતા. તેની વ્યવસ્થા તે સમયે શ્રી. ગોપાળજી રૂઘનાથભાઇ ( હાલ સાદરા પ્રાંત સાહેબના

શિરસ્તેદાર ) કરતા. ૭ વર્ષ સુધી તેમણે તે કાર્ય કર્યું અને ખૂબ કાળજીથી પુસ્તકો સાચવ્યા, વધાર્યાં તથા તે માટે કેટલાક ભોગો પણ આપ્યા. ધર્મ કે જ્ઞાતિના ભેદભાવ વિના સૌને મુફ્ત પુસ્તકો વાચવા અપાતા, એટલે માત્ર રૂ. ૧૦૯ ના વાર્ષિક ખર્ચમા પુસ્તકાલયનો નિભાવ થતો. તેમની રાજકોટ ખાતે બદલી થવાથી બે ત્રણ જુદા જુદા વ્યવસ્થાપકોએ કામ ઉપાડ્યું, પરતુ તેમને હાથે પુસ્તકાલય અવ્યવસ્થિત થયુ અને તેનુ નામ પણ કલંકિત થયુ. આથી મુનિઓનું મન નારાજ થયુ અને પુસ્તકાલય વીંખી નાખી જૂદા જૂદા ગામના બીજાં પુસ્તકાલયોને થોડા થોડા પુસ્તકો મોકલી આપવાનો તેમણે વિચાર કર્યો પરન્તુ શેઠ જેશીંગભાઇ પોચાલાલ પીતાંબરદાસ, શ્રી. ચુનીલાલ વ. શાહ, શ્રી સુખલાલ દ. ખંધાર, શ્રી. ખુશાલચંદ હી. સંઘાણી, શ્રી. નાથાલાલ ડાહ્યાભાઇ શાહ વગેરેએ મુનિઓને એવી ઉતાવળ ન કરવા સૂચવ્યુ, અને શ્રી. નાથાલાલે વ્યવસ્થા કરવાનું માન્ય રાખવાથી પુસ્તકાલયને વઢવાણ કેમ્પમાથી ઉઠાવી લીંબડી ખાતે લઇ જવામા આવ્યુ, તે અત્યારે સારી રીતે ચાલી રહ્યું છે. પુસ્તકાલય માટે જાહેર રસ્તા પર મકાન ભાડે લેવામાં આવ્યું છે અને ત્યાથી બધાં પુસ્તકો જિજ્ઞાસુઓને મુફ્ત વાંચવા મળતા હોવાથી તેનો સારી પેઠે લાભ લેવામા આવે છે. આજે પુસ્તકાલયમાં ૧૬૫૦ પુસ્તકો છે. નવા પુસ્તકો ખરીદવામા આવે છે અને જૂનાંની મરામત કરવામા આવે છે. તે ઉપરાંત મકાનભાડાનું પણ ખર્ચ કરવામા આવે છે. આ બધા ખર્ચને પહોચી વળવા માટે કોઇ જાતની કાયમી આવક નથી, એટલે પુસ્તકાલય તરફથી પ્રસિદ્ધ કરવામાં આવતા પુસ્તકોની આવકમાથી એ ખર્ચ કરવામા આવે છે. આ સંસ્થા કાઇક વધુ સંપન્ન સ્થિતિમા આવે તો મોટા પુસ્તકોની પ્રસિદ્ધિ અને પ્રચાર કરવાનું કાર્ય પણ ઉપાડી લેવાનો તેનો અભિલાષ પરિપૂર્ણ થાય. જનતાની ઉદારતા અને સહાયકો ઉપર તેનો આધાર છે.

**પૂજ્ય શ્રી લાધાજીસ્વામી પુસ્તકાલય, લીંબડી.**

# ઉપોદ્ઘાત

( ૧ )

'શ્રી રાયપસેણઇય સુત્ત' જૈન સમાજમાના શ્વેતામ્બર જૈન વિભાગમા સન્માન્ય છે; બીજો દિગંબર જૈન વિભાગ જૈન સૂત્રોને માન્ય રાખતો નથી. શ્વેતામ્બર જૈન વિભાગ મૂળ સૂત્રોને શ્રી તીર્થંકર-દેવકથિત માને છે, દિગમ્બર જૈન વિભાગ તેમ માનવાની ના કહે છે. શ્વેતામ્બર જૈન વિભાગમાનો મૂર્તિપૂજક વિભાગ જે ૪૫ આગમોને માને છે, અને અમૂર્તિપૂજક – સ્થાનકવાસી જૈન વિભાગ જે ૩૨ સૂત્રોને માને છે, તેમા રાયપસેણઇય સૂત્રનું મહત્ત્વનું સ્થાન છે. તેમા પ્રદેશી રાજા અને પાર્શ્વપ્રભુના સંતાનીય શ્રી કેશી કુમારશ્રમણનો પ્રસંગ છે. કેશી કુમારના ઉપદેશથી પ્રદેશી રાજાની જીવનચર્યા સુષ્ઠુ માર્ગે પરિવર્તન પામે છે અને તે અત્યંત તપસ્વી જીવનશેષ જીવી, ક્ષમા ધારણ કરી, મૃત્યુ પામી, સૂર્યાભ વિમાનમા સૂર્યાભદેવ તરીકે ઉત્પન્ન થઇ મહાઋદ્ધિનો ઉપભોગ કરે છે; એવું દેવત્વ પામનાર પ્રદેશી રાજાની જીવનચર્યા એજ આ આખા સૂત્રનું એકલ તેજસ્વી કિરણ છે, એમ આપણે સંક્ષેપમા કહી શકીએ.

મૂર્તિપૂજક વર્ગ અને સ્થાનકવાસી વર્ગ આ સૂત્રને એક બીજી દૃષ્ટિથી વિવાદનું કેન્દ્ર બનાવે છે. સૂર્યાભદેવ જિનપ્રતિમાનુ પૂજન કરે છે, એને મૂર્તિપૂજક વર્ગ અત્યંત મહત્ત્વ આપીને એમ સિદ્ધ કરે છે કે જિનપ્રતિમા સૂત્રમા કહી છે, એટલે કે મૂર્તિપૂજા કેવળી-ભાષિત છે, અતિપ્રાચીન છે અને દેવલોકમા તેમજ મનુષ્યલોકમાં મૂર્તિપૂજાને મહત્ત્વનુ સ્થાન છે. સ્થાનકવાસી વર્ગ કહે છે કે મૂર્તિપૂજા એ તો દેવોનો કુળાચાર છે, પરન્તુ સૂર્યાભદેવે જે જિનપ્રતિમાનું પૂજન કર્યું હતું એમ સૂત્રમાં કહ્યું છે તે કયા જિનની – કયા તીર્થંકરની પ્રતિમા હતી, એ સૂત્રમા કહ્યું નથી; વળી દેવલોકમા જિન-

પ્રતિમા હોય તો તે શાશ્વતી હોય, મનુષ્ય લોકમાંની પ્રતિમા પેઠે અશાશ્વતી ન હોય; જિનનો અર્થ કાંઈ એક 'તીર્થંકર ભગવાન' એવોજ થતો નથી, છતા જો તે કોઈ તીર્થંકરની પ્રતિમા હોય તો તેને આદિ હોય, અને જેને આદિ હોય તેનો અંત પણ હોય; એટલે મનુષ્ય-લોકમાની અશાશ્વતી પ્રતિમાની પૂજા શાસ્ત્રસિદ્ધ થતી નથી. આવા તો બીજા અનેક વિવાદના મુદ્દાઓ છે, પરન્તુ જે મુદ્દાઓ માટે આ સૂત્ર યોજાયું છે તે મુદ્દાઓ ઉપર થોડાઓજ પોતાના લક્ષને કેન્દ્રીભૂત કરે છે. રાયપસેણઇય સૂત્ર ભગવાને કહ્યુ, તે સૂર્યાભદેવની પેઠે મનુષ્યોએ પ્રતિમાપૂજન કરવું એમ ઉપદેશવાને કહ્યુ નથી, કે પ્રતિ-કૂળ પતિને પત્નીએ ઝેર દઇને મારી નાખવો એમ સૂચવવા માટે પણ કહ્યુ નથી, પરન્તુ પ્રદેશી રાજાને કેશી કુમારશ્રમણ પાસેથી જે આત્માવિષયક તત્ત્વજ્ઞાન સાપડ્યું હતું, તેથી તેનો જે અદ્ભુત જીવન-પલ્ટો થયો હતો, અને તેથી કરીને તે જે ઉચ્ચ પ્રકારના દેવત્વને પામ્યો હતો તે પ્રબોધવાને આ સૂત્ર યોજાયુ હતું, અને તેટલા પૂરતો નિષ્કર્ષજ તેમાથી કાઢવો જોઈએ. આ તત્ત્વ આ સૂત્રમાં સળંગ રીતે ઓતપ્રોત થઇ રહ્યું છે.

સાધ્ય એક જ હોવા છતાં સાધન જૂદા જૂદા હોઇ શકે છે. ધર્મ આચરતા પ્રત્યેક મુમુક્ષુનું સાધ્ય મોક્ષ હોય છે એ વિષે વિવાદ નથી, વિવાદ માત્ર સાધન સંબંધે છે. પણ જ્યારે એ સાધન જ સાધ્ય બની જાય છે, ત્યારે વિવાદનુ સ્થાન વિતંડા અને કલહ લે છે. વર્તમાન કાળની એ એક વિષમતા છે. હું સ્થાનકવાસી વર્ગનો એક સાધુ છું અને લીંબડી સંપ્રદાયમાં દીક્ષા પામ્યો છુ. મારી લીંબડી–સાંપ્રદાયિકતા એમ બોલે કે મારા સંપ્રદાયમા રહી ધર્મ આચરનાર જ મોક્ષનો અધિકારી બની શકે, મારી સ્થાનકવાસી વર્ગીયતા એમ ઉચ્ચરે કે મારા વર્ગની માન્યતા પ્રમાણે ધર્મનું પાલન કરે તો જ આત્મા મુક્ત દશાને પામે, મારૂ જૈનત્વ એમ કહે છે કે જૈનેતરોએ કદાપિ મુક્તિની આશાજ રાખવી નહિ અને મારૂ આર્યત્વ એમ ઘોષણા કરે

કે આર્યાવર્તમા જન્મ પામ્યા સિવાય આ બ્રહ્માંડનો એક પણ જીવ મોક્ષમાર્ગી થવાનો નથી, તો મારા સંપ્રદાય, વર્ગ, ધર્મ કે કુળવાળાઓ ભલે ગર્વથી ફુલાય, પરતુ હુ તો એમ જ માનું કે મને એકાત સાધનમોહ ઉપજ્યો છે-સાધ્ય પ્રતિની મારી દૃષ્ટિ ચલિત થઇ ગઇ છે. આવી જ રીતે જ્યારે જ્યારે હું જૈનો અને જૈનેતરોના પરિચયમા આવુ છુ, ત્યારે ત્યારે હું તેઓની નરી સાધનપ્રિયતા જોઇને નિઃશ્વાસ નાખું છું અને સાધ્યસાધનાની વાતો પૂછુ છુ ત્યારે કોઇ કોઇ તરફથી જ કાઇક સતોષકારક જવાબ મેળવી શકુ છું. તાત્પર્ય એ છે કે સાધન સબધીની આપણી વિતંડા આજકાલ એટલી બધી વધી ગઇ છે કે સાધ્ય તરફ આપણી દૃષ્ટિ સ્થિર રહી શકતી નથી, અને પરિણામ એ આવે છે કે આપણે કેવળીકથિત સૂત્રોના તત્ત્વને પચાવવાનો વિચાર પણ કર્યા વિના એ સૂત્રોમાના ઇતર અંશોને ઝટ પકડી લઈ તેને વાગોળવા મ ડી જઇએ છીએ. આજ દૃષ્ટિપૂર્વક સૂત્રોને માન્ય રાખનારા જૈન ભાઇઓને અને સાધુઓને હું એક વિનતિ કરવા ઇચ્છું છુ. મૂર્તિપૂજક કે અમૂર્તિપૂજક જૈનોના જે ગચ્છો, સમ્પ્રદાયો કે સમુદાયો હોય, તેમણે એ સૂત્રનવનીતને પચાવતા કેવળ સાધ્ય તરફ લક્ષ રાખવું જોઇએ છે. નવનીતને છૂટું પાડનારી છાશ જાડી-પાતળી કે ખાટી-મોળી ભલે હોય, પરન્તુ એ છાશ માટેના વિવાદ-વિતંડાને જ્યાસુધી છોડવામા નહિ આવે, ત્યાસુધી પેલા નવનીત તરફ આપણી નજર જવાની નથી, આપણે તે આરોગવાના નથી, તેને પચાવી શકવાના નથી, અને તો પછી આખું જીવન સાધન વાગોળવામા વીતાડી સાધ્યથી તો દૂર ને દૂરજ રહેવાના. અને સાધન વાગોળવામાય આપણે પોતે મોજ માનતા હોઈએ ત્યાસુધી ઠીક છે, પરન્તુ આપણો પડોશી પણ એજ સાધન વાગોળે તોજ તે આપણો બંધુ, નહિતો આપણો શત્રુ, એવી માન્યતા અને તેનો પ્રચાર તો અહિંસાધર્મને તિલાજલિ દેવા બરાબર છે. મૂર્તિપૂજક-અમૂર્તિપૂજક જૈન સમુદાયો આ સાધનભેદને કારણે કેવી

વિતંડા અને કલહને પોષી રહ્યા છે, તેનો તેઓ વિચાર કરી જુએ એટલુંજ ઈચ્છું છું.

( ૨ )

'રાયપસેણઇય'નો પએસી રાજા અને બૌદ્ધ 'દીઘનિકાય'-નો પાયાસી રાજા એ બેઉ એકજ વ્યક્તિ હોય એમ માનવાના કારણો પં. બેચરદાસજીએ ટિપ્પણમા દર્શાવ્યા છે, તે જોતાં એને એક ઐતિહાસિક વ્યક્તિ માની શકાય તેમ છે. મહાવીર ભગવાનના કાળે આર્યાવર્તમા આત્મતત્ત્વજ્ઞાનના જે મત-મતાતર પ્રવર્તતા હતા તે જોતા આત્મા અને દેહને એકજ માનનાર ચાર્વાકવાદી કોઈ રાજા હોય એ શક્ય છે, અને એવા રાજાને કેશી કુમારશ્રમણે આત્માની નિત્યતા, પુનર્જન્મ અને ઈહલોક તથા દેવલોકને સાકળનારી જીવન-ચર્યા વિષે ઉપદેશ આપી તેની શંકાઓનુ નિવારણ કરી, તેનો જીવન-પલ્ટો નીપજાવ્યો હોય એ પણ શક્ય છે. તત્કાલીન જે જે માન્ય-તાઓએ જનતાને ચાર્વાકવાદ તરફ ઘસડી હોય, તે તે માન્યતા-ઓનુ નિરસન એક રાજા સમીપે કરવામા આવ્યું હોય, અને પછી તે આખા પ્રકરણને મહાવીર ભગવાને સૂર્યાભદેવના પરિચયકાળે ગૌતમાદિને કહી સંભળાવ્યુ હોય, એ સંભવિત છે.

પૂર્વજન્મ હતો, વર્તમાન જન્મ છે અને પુનર્જન્મ થશે-અર્થાત્ આત્માનું નિત્યત્વ એ વર્તમાનકાળે બધા આર્ય ધર્મોનો પાયો મનાય છે. ભારતમાં ધર્મમથનના કાળમા વિવિધ દર્શનો એ પાયા સંબધેજ વિવાદે ચડ્યા હતા, પરન્તુ છેવટે આત્માની નિત્યતા માન્ય રાખનારા ધર્મોજ વિજયી નીવડી પ્રચાર પામ્યા હતા. જૈન ધર્મ એ ધર્મોમાનો એક છે. પરદેશી પ્રજાના આગમન સાથે પશ્ચિમના જડ-વાદની અસર ભારત પર થઈ અને પૂર્વજન્મ-પુનર્જન્મ વિષેની માન્યતા ડગમગવા લાગી, ત્યારે પશ્ચિમમાથીજ આવેલી થીઓસોફી એ માન્યતાને સુદૃઢ કરવામા દેશના બીજા ધર્મોની સાથે રહી અને તેણે પણ કાંઈક કાર્ય કરી બતાવ્યું. સ્વ. ડૉ. બેસંટે પુનર્જન્મ

વિષે લખ્યુ: “ પૂર્વે મન-વચન-કર્મથી કરેલ પ્રત્યેક પાપને માટે ભોગવવાનુ છે. જેવું વાવ્યું હશે તેવું લણવાનુ છે. સંસ્કારાધીન સંબંધીઓ આવી મળે છે. પૂર્વજન્મમા જે જે જીવો દુઃખ પામ્યા હશે તે તે આવી પડશે. પોતે દુઃખ દીધુ હશે અથવા દેવરાવ્યું હશે, અથવા જેમા પોતે અજાણુતા પણ કાઇ ભાગ લીધો હશે તે સર્વ પાછા એકઠા થવાના. આ નવીન જન્મ ધારણ કરનારના સંબંધમાં પ્રારબ્ધાનુસાર એવા માણસો આવે છે. પૂર્વજન્મનુ તેને વિસ્મરણ થઇ ગયુ હોય છે, એટલે એ સર્વ વાતનું જ્ઞાન હોતુ નથી. નવા વસ્ત્ર ધારણ કરી જૂનાં દૂર કરેલા છે, પણ તે રંગરૂપમા આગળના જેવાજ છે. શરીર વસ્ત્ર સમાન છે. જીર્ણ વસ્ત્ર પહેરી કરેલા પાપો કાઇ તેને ઉતારી નવા પહેરવાથી જતા રહેતા નથી. પહેરનાર તો તેનો તેજ છે. પાપનો ખરો કરનાર તે છે, એટલે તે કર્મ ભોગવવા જોઇએ તે સ્પષ્ટ છે.” પરન્તુ જૈન અને બીજા આર્ય ધર્મોએ તથા થીઓસોફીએ જે કાંઈ કાર્ય કર્યું હતુ, તે પાછું વર્તમાનકાળે ભુંસાવા લાગ્યુ છે. યુરોપમાં જડ-વિજ્ઞાનના વિકાસની સાથે જડ-વાદ પહેલા કરતા વધારે જોરથી વિસ્તરવા લાગ્યો છે. તેની અસર ભારત પર થવા લાગી છે, અને આત્માની નિત્યતા વિષેની શ્રદ્ધા નવતર કેળવણીથી રંગાએલાઓમાં ડગમગી રહી છે. કહેવાની જરૂર નથી કે આત્માની નિત્યતા ઉપરથી શ્રદ્ધા ઉઠી જતા મનુષ્ય એવો જડવાદી બને છે કે તે ઇતર મનુષ્યો તથા પ્રાણીઓ પ્રત્યેનો પોતાનો માનવધર્મ વિસરી જાય છે; ઇહલોકને જ માનવામા શ્રદ્ધાવાળો તે ઇહલોકમાજ સુખી થવાના એક સાધ્ય ઉપર દૃષ્ટિ ઠેરવીને જીવે છે અને તેથી તેનું પોતાનું શાશ્વત કલ્યાણ તો થતુ નથીજ, પરન્તુ તે ઇતર પ્રાણીઓને પણ અનેક રીતે ઉપદ્રવકારક બને છે. પ્રદેશી રાજા એનું એક પ્રાચીન દૃષ્ટાન્ત છે. જીવનમાથી આધ્યાત્મિક દૃષ્ટિનો જ્યારે લોપ થાય છે, ત્યારે તેનાં કેવા ફળ આવે છે તે જડવાદમાં સપડાતા જતા અને માહોમાહે ઘુરકી રહેલા પશ્ચિમના દેશો વર્ત-

માન કાળના દૃષ્ટાન્તરૂપ છે. આત્માના નિત્યત્વનો બોધ કરનારા જૈનાદિ આર્ય ધર્મો અને તેના અનિત્યત્વને સિદ્ધ કરવા મથતા પાશ્ચાત્ય વૈજ્ઞાનિકોની દલીલોની સમાલોચના કરીને તેનો નિર્ણય કરવાનું આ સ્થાન નથી; તેમજ ખુદ યુરોપમા એ બેઉ તત્ત્વજ્ઞાનની શાખાઓ વિષે વિદ્વાનોમા વિવાદ ચાલી રહેલો હોઈ તેના કોઇ પૂર્ણ અભ્યાસીએજ એ વિષે એક સ્વતંત્ર ગ્રંથ લખવો જોઇએ એવી મારી માન્યતા છે, છતાં એટલું તો હું નિશ્ચિત રૂપે કરી શકું છુ કે આત્માની નિત્યતા વિષેની શ્રદ્ધા વર્તમાન જીવસૃષ્ટિને સુખે જીવન નિર્વહવા માટે જેટલી કલ્યાણકારક અને ઇષ્ટ છે તેટલીજ આત્માની અનિત્યતા વિષેની માન્યતા અકલ્યાણકારક અને અનિષ્ટ છે.

( ૩ )

અંધશ્રદ્ધાનો આ યુગ નથી, જો કે જનતાની શ્રદ્ધા કેળવવા માંગનારા સાંપ્રદાયિકો તો બહુધા તેને અંધશ્રદ્ધાને માર્ગેજ દોરે છે; એ અંધશ્રદ્ધાની કેળવણીનો પ્રત્યાઘાત અશ્રદ્ધાના સ્વરૂપમા પડતો જનતામા જોવામા આવે છે. એ અશ્રદ્ધાને ટાળી સુશ્રદ્ધાને સ્થાપવા માટે વિજ્ઞાનની સહાય લેવામા આવે, તો તે ઉપયોગી થઇ પડે છે. પૂર્વકાળમા સામાન્ય જનતા આધુનિક સમયના જેટલી જડ–વિજ્ઞાનમા આગળ વધેલી નહિ હોય, એટલે કેવળી ભગવંતે સૂત્રરૂપે સત્યો કહી સંભળાવ્યાં. એ સૂત્રો એજ સ્વરૂપમા પછીની જનતાને ન પચે એવાં જણાયા, ત્યારે ટીકાકારોએ એ સૂત્રો ઉપર વિસ્તૃત ટીકાઓ રચી અને તેમાં વિજ્ઞાનની સહાય લીધી, પણ એ વિજ્ઞાન વર્તમાન જડવિજ્ઞાન નહોતું. આત્મવિજ્ઞાન અને મનોવિજ્ઞાન એ ટીકાઓમાંથી સ્ફુરતુ આપણે કેટલેક અંશે જોઇએ છીએ. આધુનિક સમય તો જડવિજ્ઞાનની કસોટીએ એ સૂત્રકથિત સત્યોને કસી જોવાની જિજ્ઞાસાવાળો છે, એટલે નવીન દૃષ્ટિએ એ સૂત્રો ઉપર ટીકાઓ રચાય તે અનંત આવશ્યક છે. આ અનુવાદને અંતે જોડેલા ટિપ્પણોમાં પંડિતજીએ અનેક સ્થળે શંકાસ્થાનો નિર્દિષ્ટ કરેલા છે, તેમાં વિજ્ઞાનદૃષ્ટિ અપેક્ષિત રહેલી છે; વિજ્ઞાનદષ્ટિએ લખેલી ટીકાઓની આ-

ધુનિક કાળની ક્ષુધા તેમાથી વ્યક્ત થાય છે. વર્તમાન વિદ્વાનો આ ક્ષુધા પ્રતિ લક્ષ આપશે ?

જેઓ આત્માની નિત્યતાને સ્વીકારે છે તેઓ–તે તે ધર્મશાસ્ત્રો પણ–દેવલોકના અસ્તિત્વને માન્ય રાખે છે. એ દેવલોકના દેવો પણ હવે જડવિજ્ઞાનની કસોટીએ ચડવા લાગ્યા છે ! દેહમાથી આત્મા છૂટો પડે છે ત્યારે તેનો વાયુરૂપ દેહ કેવો હોય છે તે જોવા માટે પાશ્ચાત્ય દેશોમા અખ્તરાઓ થઈ રહ્યા છે અને તે અખ્તરાઓ આત્માની નિત્યતાનો પુરાવો આપનારા નીવડી રહ્યા છે. પ્રદેશી રાજાએ કેશી કુમારશ્રમણની સમીપે દેહ અને આત્મા એકજ હોવાના પક્ષમા જે દૃષ્ટાંતો તથા દલીલો આપ્યા હતા તે કરતાં વધારે બારીકીવાળા પ્રયોગોદ્વારા દેહના મૃત્યુ પછીના આત્માના–સૂક્ષ્મ દેહના અસ્તિત્વને અવલોકવામા આવે છે. પ્રેતાત્મવિજ્ઞાન–જેને અંગ્રેજીમા સ્પિરિચ્યુ-એલિઝમ કહે છે–પણ પાશ્ચાત્ય દેશોમા એટલું આગળ વધ્યુ છે કે તેથી મૃત્યુ પછીના સૂક્ષ્મ દેહના અસ્તિત્વને દૃષ્ટિનો વિષય પણ બનાવી શકાય છે. થીઓસોફી અને પ્રેતાત્મવિજ્ઞાનની પારભાષામા કહું તો આ સૂક્ષ્મ દેહ એ દેવત્વ, અને તેનો સ્થૂળ દૃષ્ટિથી કરાતો સાક્ષાત્કાર એ દેવનું વૈક્રિય સ્વરૂપ હોઇ શકે.

પરન્તુ જૈન શાસ્ત્રમા અને ઇતર ધર્મશાસ્ત્રોમા પણ એ દેવ-લોકના દેવોના જે પ્રકારો કહ્યા છે અને તેમના સ્થાન–નામ–સ્વરૂપ–ઋદ્ધિ–શક્તિ આદિના જે વર્ણનો કહેલા છે તે આ વિજ્ઞાનયુગની પ્રેતાત્મવિજ્ઞાનની શોધોને બંધબેસતા થતા નથી, તેથી પણ શંકા-શીલતાને જન્મ મળે છે અને કેટલાકોના મન અશ્રદ્ધાની દિશાએ ઢળે છે. ઇહલોકના મનુષ્યોને–સાડાત્રણ મણની કાયાવાળા અને સાડાપાચ ફીટની ઉંચાઇ ધરાવતા સ્થૂળદેહધારી માનવોને–એ માનસ દેહવાળા દેવોના અલૌકિક સ્વરૂપાદિ વર્તમાન વાણીમા સમજાવવા માટે કેવી આલેખના કરી બતાવવી જોઇએ તેનો પૂર્ણ વિચાર ભગવતે અને તેમની વાણીને ભાષામા ગૂંથનારા ગણધરોએ કર્યો હોવોજ

જોઇએ. આ વર્ણનોમા પણ ઘણે સ્થળે એવી ઉપમાઓ આવે છે કે જે ઉપમાઓ-સ્થૂળ પદાર્થોની અપેક્ષાઓ-એ દેવત્વને વાણીદ્વારા કહી બતાવવા માટે પણ ઊણી-અધૂરી લાગતી હોય, અને તે વખતે બધી ઉપમાઓ કરતા પણ વિશેષત્વ સૂચવીને સૂત્રકારને સંતોષ માની લેવો પડે છે. જે પરિસ્થિતિ વર્ણનાતીત હોય, તે પરિસ્થિતિને વ્યક્ત કરવા માટે આ પ્રકારની ભાષા અને ઉક્તિ, સૂત્રોદ્દગમનો કાળ પણ ધ્યાનમા લેતા, મને તો અસ્વાભાવિક લાગતી નથી. ઈંદ્રિયાતીત વિષયો સંબંધી ખ્યાલ સેન્દ્રિય મનુષ્યોને આપવા માટે જે શૈલી સૂત્રકારને આવશ્યક લાગી હતી, તેજ શૈલીનો વારસો અભિનવ રૂપાતરો સાથે આજના સાક્ષરો અને મહાત્માઓ ધરાવી રહ્યા છે એવું શું આપણે જોતા નથી ?

( ૪ )

મુમુક્ષુનુ સાધ્ય મોક્ષ હોય છે. તેનું સાધન તેનુ ઐહિક મનુષ્યત્વ છે. મનુષ્યત્વ મન ઉપર નિર્ભર રહેલુ છે, તેથીજ મનુષ્યના બંધ અને મોક્ષના કારણરૂપ મન હોવાનું શાસ્ત્રકારોએ કહેલુ છે.

શ્રીમાન આનંદઘનજી કહે છે :-

મન સાધ્યું તેણે સઘળું સાધ્યુ,
એહ વાત નહિ ખોટી;
ઇમ (કોઇ) કહે સાધ્યું તે નવિ માનું,
એ કહિ વાત છે મ્હોટી.

એવા આ મનને જેમ બને તેમ વધુ સંસ્કારી અને પવિત્ર કરવાથી જ મનુષ્યનું પરમ સાધ્ય સિદ્ધ થઈ શકે તેમ હોવાથી જગતના મહાત્માઓએ અને જ્ઞાની પુરુષોએ મન ઉપર સીધી અસર કરે તેવા ઉપદેશો આપેલા છે.

ઇંદ્રાદિકના સુખમાહી મનકૂં રમે,
તેવુંજ મન રહે નરક સમા દુ:ખમાંહ્ય જો:

મનની એવી સમસ્થિતિ નીપજાવતા શીખવવાનો ઉપદેષ્ટાનો પવિત્ર આશય હોય છે. મનની આવી સમસ્થિતિ પ્રદેશો

રાજાએ કેશી કુમારશ્રમણના ઉપદેશથી અને તપ-સંયમ વડે સાધી હતી તેનો પરિચય આ સૂત્રમાંથી થાય છે. રાણીએ ઐહિક સુખના સ્વાર્થમા ભાન ભૂલીને રાજાને ઝેર આપ્યુ, એ ઝેરની રાજાને જાણ થઈ ત્યારે પણ રાણી પ્રત્યે રાજાએ સ્હેજ પણ અભાવ ધારણ કર્યો વિના દેહ પરનો મમત્વભાવ છાડયો, એ મનની અપૂર્વ સમસ્થિતિનું આપણને દર્શન કરાવે છે. મનની આવી સમસ્થિતિ પ્રાપ્ત કરનારજ ઝેર આપનાર પ્રતિ નિર્વૈર બુદ્ધિ ધરાવી શકે છે, આત્મરમણતા અનુભવી શકે છે, ઇંદ્રાદિકના સુખ તથા નરકના દુઃખને સમભાવે વેદી શકવા સમર્થ બને છે અને નવા કર્મના બંધનને અવરોધી શકે છે. પાપી મનુષ્યો પણ મન ઉપર સીધી અસર કરનારા ઉપદેશોથી બહુધા સન્માર્ગે વળી શકે છે.

જનસમુદાયમા વિશેષ ભાગ સામાન્ય બુદ્ધિશક્તિવાળો હોય છે, તેને એ ઉપદેશશૈલીના લક્ષ્યરૂપ લેખવામા આવે છે અને એ ઉપદેશ એવા સમુદાયના મન ઉપર અસર કરીને તેમના જીવનને ઇષ્ટ દિશાએ દોરવામા સહાયક બને છે. એટલું ખરૂં છે કે જેમ જૂદા જૂદા દર્દીઓના દર્દ જૂદા જૂદા હોય છે અને તેમના વ્યક્તિગત ઉપચારો જૂદા જૂદા પ્રકારના કરવા જોઇએ છે, તેમ પ્રત્યેક વ્યક્તિના મન એકજ-સમાન ભૂમિકા ઉપર હોતા નથી, તેથી તેમને માટે ઉપદેશકથાનક તેમજ ઉપદેશશૈલી પણ જૂદા જૂદા હોવા જોઇએ છે; પરન્તુ જેવી રીતે નિષ્ણાત વૈદ્ય અનેક દર્દીઓના સમુદાયના દર્દનું એક સામાન્ય સ્વરૂપ નિરીક્ષીને તેને શક્તિનું ઔષધ આપે છે અને એથી શક્તિ પ્રાપ્ત થતા જૂદા જૂદા દર્દીઓના પૃથક્ પૃથક્ દર્દો એ શક્તિના આવિર્ભાવથી શમવા માડે છે, તેવી રીતે એક જ્ઞાની ઉપદેષ્ટા જૂદી જૂદી કોટિના શ્રોતાઓના સમુદાયને એવો સર્વસામાન્ય ઉપદેશ આપવા યત્ન કરે છે કે જે ઉપદેશ પ્રત્યેકના જૂદા જૂદા માનસિક દર્દો ઉપર ઔષધરૂપ નીવડે. ઉપર જણાવ્યુ તેમ સામાન્ય જનસમુદાયને લક્ષ્ય કરીને આપવામા આવેલા ઉપદેશમાં જે વિશિષ્ટ

શૈલી ઉપદેષ્ટાને આવશ્યક લાગી હોય, તે શૈલી કોઈ વિશિષ્ટ બુદ્ધિ-શક્તિવાળા શ્રોતાને અણગમતી કે અણઘટતી લાગતી હોય તો ભલે લાગે; પરન્તુ તેથી જે એમ કહેવું કે શાસ્ત્રકારોએ તો ભોળા લોકોને ભ્રમાવવા માટે વિચિત્ર ઉપદેશો આપ્યા છે અને ન મનાય એવા કથાનકો જોડી કાઢ્યાં છે, તેવું કથન તો અજ્ઞાનતાભર્યું છે.

આદર્શ અને વાસ્તવિકતા વચ્ચે અંતર હોય છે, અને હોવાનુજ. વાસ્તવિક સૃષ્ટિનો આદર્શ એવો હોવો જોઇએ કે જે આદર્શરૂપ જ રહે અને તેમા જ સૃષ્ટિનુ આદર્શ પ્રતિ આગળ વધવાપણું રહેલું છે. આ કારણથી વાસ્તવદર્શીઓને મન આદર્શમયતા કાલ્પનિક ભલે લાગે, પરન્તુ જ્યાસુધી આદર્શપ્રતિ કૂચકદમ કરવાના સોપાન-પગથીયા રહેલા છે, એ પગથીયા પર ચડીને ઉચ્ચ-ઉચ્ચતર અવસ્થાને પહોંચ-નારાના દૃષ્ટાન્તો આ વાસ્તવિક જગતમાથી પણ મળે છે, ત્યાસુધી એ દૂરસ્થ આદર્શને કેવળ કાલ્પનિક માની શકાય તેમ નથી. આ જ પ્રકારનુ અંતર ઉપદેશવચનોમા આવતી આદર્શમયતા અને વાસ્તવિક સૃષ્ટિના મર્યાદિત અનુભવો વચ્ચે પણ રહેલું હોય છે. એ અનુભવોને ઉક્ત આદર્શમયતા કાલ્પનિક કે વાસ્તવિકતાથી દૂર-અત્યંત દૂરની લાગે છે અને તેના અવલંબનથી વાસ્તવિક સૃષ્ટિનો મનુષ્ય કેવી રીતે આગળ વધી શકે એમ તે પૃચ્છા કરે છે. આ પૃચ્છા-આ જિજ્ઞાસા એક એવી કસોટી છે કે જે આદર્શ અને વાસ્તવિકતા વચ્ચે વધેલા-ઘટેલા અંતરનું માપ કાઢી આપે છે. આદર્શ તો તે જ રહે છે પણ વાસ્તવિક સૃષ્ટિ બદલાય છે, બેઉ વચ્ચેનું અંતર-વધેઘટે છે, ત્યારે આદર્શને સ્પષ્ટ કરતી શૈલી નવીન સંસ્કરણ માગે છે. તેનુ જૂનું સંસ્કરણ જે વાસ્તવિક સૃષ્ટિને આદર્શ તરફ પ્રગતિમાન કરી શકતું હતુ, તે હવે પ્રગતિમાન કરવાને બદલે પૃચ્છાને જગાડે છે, શંકાને જન્મ આપે છે, અશ્રદ્ધા ઉપજાવે છે; એમ લાગે તે સમયે ઉપ-દેશકોએ સમયનું સ્વરૂપ પિછાણી લઇને આદર્શને રજુ કરવાની શૈલીમા પણ પલટો કરવો જોઇએ; પરન્તુ આ પલટાની આવશ્યકતા

માનવા છતા આદર્શને રજૂ કરનારા જૂના સંસ્કરણો કેવળ ભ્રામક, માયાવી કે ભોળાઓને ભ્રમાવનારા હતા એમ સમજવાનું નથી, તે પ્રતિપાદનારાઓનાં જ્ઞાન દર્શન અને ચારિત્રને અપ્રામાણિક માનવાના કશા કારણો હોતા નથી; વાસ્તવિક સૃષ્ટિનો પલટો અને આદર્શથી વિશેષ દૂર ગએલી તેની સ્થિતિ જ એવા દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવને દર્શાવે છે કે જે નવીન સંસ્કરણ માગી લે છે; અને તે જ દષ્ટિથી જૈન તત્ત્વજ્ઞાન ઉપર વિજ્ઞાન–દષ્ટિએ થએલા વિવરણોની મેં આવશ્યકતા દર્શાવી છે.

(૫)

સૂત્રના તત્ત્વ વિષે પંડિતજીએ પ્રવેશકમા સારી પેઠે સ્પષ્ટતા કરી છે એટલે તે વિષે વિશેષ કહેવાની જરૂર નથી એ તત્ત્વમાથી ભવરોગો મટાડવાની ઔષધિઓ મુમુક્ષુઓ શોધી કાઢીને તેને પચાવશે તેટલા પ્રમાણમા આવા સૂત્રગ્રંથોની, તેના અનુવાદોની અને તેના પ્રકાશનની સફળતા રહેલી છે.

આ અનુવાદગ્રંથનો સંકલ્પ બે વર્ષ ઉપર મારૂં ચાતુર્માસ અમદાવાદમા હતુ ત્યારે થયો હતો. તે સમયે મારૂં 'પ્રશ્ન વ્યાકરણ સૂત્ર' ગુજરાતીમા પ્રસિદ્ધ થયું હતું; પં. શ્રી બેચરદાસજીના જોવામાં તે આવ્યુ હતુ. ત્યારબાદ તેમના અને મારા મેળાપસમયે મને લાગ્યું કે પંડિતજીનો એકાદ સૂત્રાનુવાદ પ્રસિદ્ધ કરવાની તક પૂજ્ય શ્રી લાધાજી સ્વામી પુસ્તકાલયને મળે તો ઠીક; શ્રી. ચુનીલાલ વ. શાહે તે વિચારને અનુમોદન આપ્યું, મારા સહાયક મુનિ શ્રી લક્ષ્મીચંદ્રજી એ 'રાયપસેણઇય સૂત્ર'નું સૂચન કર્યું અને તત્કાળ પંડિતજીએ એ અનુવાદ કરી આપવાનું સ્વીકારી લીધુ. ધાર્યા કરતા આ અનુવાદ મોડો પ્રસિદ્ધ થાય છે તેનુ કારણ પંડિતજીની કેટલીક વ્યાવહારિક મુશ્કેલીઓ આવે છે; પરન્તુ પંડિતજી પોતાના વિદ્યાભ્યાસ, સંશોધનશક્તિ અને પાંડિત્યનો લાભ સંપ્રદાયદષ્ટિથી મુક્ત રહી સૌ કોઇને સરખી રીતે આપે છે, તે માટે તો તે ખરેખર ધન્યવાદને પાત્ર છે.

ચાતુર્માસ: **થાનગઢ**<br>
વીર સંવત ૨૪૬૧, આસો વદી ૧૩

સદાનંદી<br>
**જૈન મુનિ છોટાલાલજી**

સહૃદયવર—

આચાર્ય શ્રી જિનવિજયજી

અને

પં. શ્રી સુખલાલભાઈ

આપ બન્નેના

સહવાસસૌરભનું

સ્મૃતિચિહ્ન

આ

સમર્પણ

તીવરી–મારવાડ,
તા. ૨૧–૧૦–૩૫.

આપનો
બેચરદાસ

# પ્રવેશક

## ૧

## [ જિજ્ઞાસુનું જીવનવૃત્ત ]

પાઠકોના હાથમા આવતા આ અનુવાદરૂપ પુસ્તકનું મૂળ નામ "રાયપસેણઇય" છે. તેના બે ભાગ પાડી શકાય: પૂર્વભાગ અને ઉત્તરભાગ.

આ સમગ્ર ગ્રંથમા એક જિજ્ઞાસુની જીવનકથા આલેખાએલી છે. ગ્રંથકારે વાચકોની જિજ્ઞાસાને ઉત્તેજિત કરવા, જિજ્ઞાસુની જીવનીનો જે ઉત્તરભાગ* છે તે પૂર્વભાગમા ઉત્તેજક ભાષાદ્વારા વર્ણવેલો છે અને તેનો જે પૂર્વભાગ છે તે ઉત્તરભાગમા સાંકળેલો છે.

આપણે અહીં ઉત્તરભાગમા વર્ણવાએલી અનુકરણીય જીવની વિશેજ વિચાર કરવાનો છે. એ સવાદકથા જેવી જીવનીદ્વારા પણ 'આપણા વર્તમાન જીવનમા ક્યા કેવો અને કઇ રીતે ફેરફાર કરીએ તો કલ્યાણમાર્ગની પ્રાપ્તિ માટેનો આપણો ચાલુ પ્રયાસ સફળ થઇ શકે' એ સ્પષ્ટ સમજી શકાય એમ છે

જિજ્ઞાસુનું નામ પએસી છે. અહીં તેને એક ક્રૂર રાજા તરીકે ઓળખાવેલો છે. તેનો એક મિત્ર કહો, અમાત્ય કહો, કે સારથિ કહો, તે ચિત્ત નામે કલ્યાણમિત્ર છે. એ રાજ્યકર્મકુશળ અને વિશેષ સમયજ્ઞ છે. ગ્રંથકારના કહેવા પ્રમાણે પએસીનો પિતા અને પિતામહ

---

* આ ઉત્તરભાગ વાંચનાર જિજ્ઞાસુ નીચેનાં પદ્યોનો ભાવ બરાબર લક્ષ્યગત કરે:

"દેવાદિગતિભંગમાં જે સમજે શ્રુતજ્ઞાન
માને નિજ મત વેષનો આગ્રહ મુક્તિનિદાન"
"જે જિનદેહ પ્રમાણને સમવસરણાદિ સિદ્ધિ,
વર્ણન સમજે જિનનું રોકિ રહે નિજ બુદ્ધિ"

પણ તેની જેવોજ ક્રૂર હતો અને માતામહી તો ધર્મનિષ્ઠ શ્રમણો-પાસિકા હતી અને જીવ અજીવ તત્ત્વોની જાણકાર હતી.

પએસીનું વર્ણન આપતાં મૂળકાર કહે છે કે તે અધાર્મિક ચંડ રૌદ્ર સાહસિક અને ઘાતક હતો, શ્રમણ બ્રાહ્મણ ગુરુજન કોઇનો વિનય ન કરતો, એટલુંજ નહિ પણ એ પોતાના દેશનો કારભાર સુદ્ધાં બરાબર ન ચલાવતો.

'શરીરથી જુદો એક આત્મા છે', 'મરણ પછી જન્માતર છે', 'પુણ્યપાપની પ્રવૃત્તિદ્વારા જ સુખદુઃખનું નિર્માણ છે' એવા એવા ખ્યાલોને તે સ્વીકારતો નહિ. તેને લીધેજ સંભવ છે કે તે એવો ક્રૂર અને અવિનયી થઇ ગયો હોય.

તેનો કલ્યાણમિત્ર ચિત્ત, પએસીના એ ખ્યાલો સંબંધે બહારથી તો ઉદાસીન-તટસ્થ જેવો રહેતો, પણ પોતાના મિત્ર રાજાને એ સંબંધે કહેવાનો-સમજાવવાનો—અવસર તો તે શોધ્યા જ કરતો.

એક પ્રસંગે ચિત્ત, રાજકીય કાર્ય માટે રાજધાની છોડી બીજે ગામ ગયો, ત્યા તે કેશી નામના શ્રી પાર્શ્વનાથ ભગવાનની પરંપરાના મુનિનો ધર્મોપદેશ સાભળી તેમનો અનુયાયી થયો—શ્રમણોપાસક થયો.

એ ચિત્તે પોતાના ગુરૂભૂત મુનિને પોતાના રાજાની માન્યતાઓ વિશે વાત કરી અને રાજાની એ માન્યતાઓને લીધે પોતાના દેશની દુઃખમય કથની કહી સંભળાવી અને એ દુઃખમય સ્થિતિમાથી દેશને અને રાજાને છોડવવા અને તે અર્થે પોતાની રાજધાનીમાં પધારવા તે મુનિરાજને તેણે આગ્રહભર્યું આમંત્રણ આપ્યુ અને સાથે ઉમેર્યું કે, આપ આવશો તો રાજા જરૂર સુધરી જશે અને તે દ્વારા અમારો-અમારા આખા દેશનો-દેશની સમસ્ત જનતાનો ઉદ્ધાર કરવાનું શ્રેય આપને મળશે.

રાજાનો ક્રૂર સ્વભાવ અને નાસ્તિકતાભરેલા ખ્યાલો જાણી કેશી મુનિએ ચિત્તના તે આમંત્રણનો પ્રથમ તો અસ્વીકાર કર્યો

અને તેના સમર્થનમાં જણાવ્યું કે–ચિત્ત! જે વનમાં ઘણાં દુષ્ટ શ્વાપદો રહેતાં હોય તે વનમા વસવું સલામત કહેવાય? તેમ જે નગરમાં ક્રૂર રાજાનું શાસન પ્રવર્તતું હોય ત્યાં આવવું શું શ્રેયરૂપ છે?

પછી તો તે ચિત્તે કેશી મુનિને કહ્યું કે–સ્વામી! આપ દેવાનુપ્રિયને પએસી રાજાનું શું કામ છે? રાજધાનીમા બીજા ઘણા ય સાર્થવાહો ઇભ્યો વસે છે, તેઓ આપનો આદર કરશે અને ખાનપાન વગેરેની વિપુલ સામગ્રીદ્વારા આપની સેવા કરશે.

ચિત્તનુ એ જાતનુ સુવ્યવસ્થિત આગ્રહભર્યું આમંત્રણ જાણી કેશી મુનિએ કહ્યું કે, એમ છે તો વળી પ્રસંગે વાત–ફરતા ફરતાં ત્યા આવી જશું.

પછી તો ચિત્ત રાજધાની સેયવિયામાં આવ્યો, પોતાના ગુરુસંબંધે તેને ભારે ખટકો હતો તેથી આવતાજ તેણે બગીચાના માળીઓને બોલાવ્યા અને તેમને ભારપૂર્વક ભલામણ કરી કે, આપણી આ રાજધાનીમા શ્રી કેશી નામના એક મોટા જ્ઞાની મુનિરાજ આવવાના છે, તેઓ આપણા બગીચામાં ઊતરશે, તો તેઓ જ્યારે પધારે ત્યારે તમો બધા તેમનો બહુ વિનયપૂર્વક આદર કરજો, તેમને વાદજો–નમજો અને ખાનપાનની સામગ્રીદ્વારા તેમનો સત્કાર કરજો.

વખત જતાં કેશી મુનિ પણ ગામેગામ ફરતા ફરતા રાજા પએસીની રાજધાનીમાં આવી પહોચ્યા.

ચિત્તે તેમનો ખૂબ આદર કર્યો અને કહ્યું કે હું આપની પાસે રાજા પએસીને કોઇ ને કોઇ બ્હાને લાવીશ તો ખરોજ, પછી આપ તેને ધર્મ અધર્મની સમજણ પાડશો, રાજાને સમજાવતા જરા પણ ગ્લાન ન થશો–કંટાળશો નહિ, તેમજ તેને જે સમજાવવું હોય તે નિડર થઇને સમજાવજો, એમાં લેશ પણ અચકાશો નહિ.

ચિત્તની તો પહેલેથીજ ઇચ્છા હતી કે શ્રી કેશી મુનિ અને રાજા પએસીનો સમાગમ થાય તો રાજાની વૃત્તિમા કોમળતા આવે અને તેમ થાય તો કેકય દેશની પ્રજા પણ સુખી થાય.

બરાબર લાગ જોઈને એક વાર ચિત્તે કહ્યું: મહારાજ ! આપણે ત્યા કંબોજ દેશના પેલા જે ચાર ઘોડાઓ આવેલા છે તેમની તો હજુ પરીક્ષા પણ ન કરી, તે હવે ક્યારે કરવાના છો ?

રાજાએ કહ્યું: ચિત્ત ! આજે જ કરીએ, ચાલ, તૈયાર થા અને એ ઘોડાઓને ધરમા નાખી રથ જોડી લાવ.

બન્ને જણા રથમાં બેસી અશ્વપરીક્ષા માટે બહાર નીકળ્યા. ચિત્ત સારથિએ રથને પૂરપાટ હાંકી મૂક્યો, બહુ દૂર જઇ પહોંચ્યા. રાજા તો થાકી ગયો અને ગરમી તથા ધૂળથી ગભરાયો. એણે રથને પાછો વળાવ્યો.

ચતુર અને સમયજ્ઞ ચિત્તે વિશ્રાતિ માટે તેજ બગીચો પસંદ કર્યો જ્યા તેના ગુરુ કેશી મુનિ ઊતર્યા હતા.

બગીચામા પહોચી ઘોડા છોડચા, તેમને ચારો નાખ્યો અને બન્ને જણ થાક ખાવા બેઠા. એવામા રાજા પએસીને કાને કેશી મુનિનો ઘેરો અવાજ અથડાયો.

રાજા બડબડ્યો: આ મુડકો અહીં આટલે છેટે થાક ખાવા આવ્યા છીએ તોપણુ સુખે નિરાંતે બેસવા દેતા નથી, આ તે આવડો મોટો ઘોઘાટ શેનો ?

ચિત્તે ઘણી જ નમ્રતાથી પોતાના પ્રિય રાજાને મુનિનો પરિચય કરાવ્યો અને તેમની વિદ્વત્તાની થોડી પ્રશંસા પણુ કરી. સરળ સ્વભાવી રાજા મુનિને મળવા ઉત્સુક થયો અને બન્ને જણા–રાજા અને અમાત્ય–મુનિશ્રી પાસે પહોંચ્યા.

રાજાએ આત્મા જન્માંતર અને પુણ્ય પાપ સંબંધેની પોતાની જિજ્ઞાસા મુનિ સમક્ષ રજુ કરી અને કહ્યું:

હે શ્રમણાયુષ્મન્ ! મેં આત્મા વગેરે તત્ત્વોને શોધવા પ્રાપ્ત કરવા ઘણા ઘણા પ્રયોગો કરી જોયા છતા અત્યારસુધીમાં હું એ પ્રયોગોમા અફળ નીવડ્યો છું અને અત્યારસુધીના મારા જાતજાતના એ પ્રયોગો ઉપરથી હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે આત્મા

નથી, જન્માંતર નથી અને પુણ્ય પાપ પણ નથી. આ સંબંધે આપ કોઇ નવો પ્રયોગ બતાવો વા આપના વિચારો પ્રકટ કરશો તો કૃપા થશે.

શ્રી કેશી મુનિ રાજાની જિજ્ઞાસા અને આત્માની શોધ માટેની તાલાવેલી બરાબર સમજી ગયા.

રાજાએ રજુ કરેલી સાફ સાફ વાતો દ્વારા મુનિરાજે તેના માનસની સ્થિતિ જાણી, 'આ રાજા ગતાનુગતિક નથી' 'હા જી હા ભણે એવો 'નથી' પણ શુદ્ધ પરીક્ષા દ્વારા–વિશુદ્ધ પ્રયોગોદ્વારા વસ્તુ-તત્વને શોધનારો–સમજનારો સાચો ગ્રાહક છે, ખરો જિજ્ઞાસુ છે, એ બાબતની મુનિરાજને પાકી ખાત્રી થઇ.

વળી, રાજા ઉપર ક્રૂરતાનો વા અધાર્મિકતાનો જે આરોપ છે તે આરોપ માત્ર છે, દૃષ્ટિભેદનું પરિણામ છે. જેમ કોઇ શોધક, પોતાના જીવનની શુદ્ધિ માટે વા પોતે સ્વીકારેલા માર્ગની પરીક્ષા-દ્વારા પાકી ખાત્રી કરવા માટે અનેક પ્રયોગો કરે–પોતા ઉપર કે બીજા ઉપર અનેક ક્રિયાઓ કરે, એવો કોઇ પણ શોધક, ગતાનુગ-તિક લોકોની નજરમાં ધુની વા ક્રૂર જ લેખાવાનો, તેમ આ રાજા ક્રૂર લેખાયો છે એવો અભિપ્રાય મુનિરાજે રાજા માટે બાંધ્યો.

રાજાએ આત્માની શોધ માટે જે જે પ્રયોગો કરેલા તે બધા મુનિરાજે સાવધાનતાથી સાભળ્યા. તે પ્રત્યેક પ્રયોગ પાછળ રાજાની પ્રખર તર્કશક્તિનું બળ હતું તે પણ તેમના સમજવામા આવ્યું.

મુનિરાજે રાજાને કહ્યુંઃ પએસી ! તેં શ્રમ તો ખૂબ કર્યો છે પણ તારો એ શ્રમ શરૂઆતથી જ વિપરીતતા ભણી જનારો હોઇ તને તેમા સંતોષ કે શાતિ ન મળે એ બનવા જેવું છે.

રાજાના પ્રયોગો સંબંધે ચર્ચા કરતા કયા પ્રયોગમાં કયાં કયો દોષ હતો એ હકીકત મુનિરાજે સ્પષ્ટ કહી બતાવી અને છેવટે કહ્યું કે, પએસી ! જે વૃક્ષ નીચે આપણે બેઠા છીએ તેના પાદડાં કોણ

હલાવે છે ? ઉડીને આપણા તરફ આવતી આ ધૂળ કોણ ઉડાડે છે ? શું તું તે પાદડાં હલાવનારને વા ધૂળ ઉડાડનારને જોઇ શકે છે ?

પએસી બોલ્યોઃ મહારાજ ! હલાવનાર તો પવન છે, પણ હું તેને જોઇ શકતો નથી.

મુનિ બોલ્યાઃ પએસી ! પવન તો રૂપ રસ ગંધ સ્પર્શ અને શબ્દવાળો છે છતા આપણે તેને નરી આંખે જોઇ શકતા નથી, તો રૂપ રસ ગંધ સ્પર્શ અને શબ્દથી પર રહેલા આકાર વિનાના એવા અમૂર્ત આત્માને આપણે નરી આંખે શી રીતે નિહાળી શકીએ ? આત્મા આંખનો વા બીજી કોઈ ઇંદ્રિયનો વિષય નથી, માટે તેને શોધવા તેં કરેલા ભૌતિક પ્રયોગો તદ્દન નકામા નીવડે એ બનવાજોગ છે; એ તો એક માત્ર અનુભવનો જ વિષય છે.

હા, એ ખરું કે, તેં જે પ્રયોગો પેલા ચોરના શરીર ઉપર કર્યા તેજ પ્રયોગો તારા પોતાના શરીર ઉપર અજમાવ્યા હોત તો કદાચ તને આત્માની પ્રતીતિ થાત ખરી. હજુ કાંઇ વખત વીત્યો નથી. તું એજ પ્રયોગો તારી પોતાની જાત ઉપર–તારી ઇંદ્રિયો, મન, શરીર અને સંકલ્પો ઉપર અજમાવીશ તો તને 'આત્મા છે' એવી ખાત્રી થયા વિના નહિ રહે.

પએસી ! આત્માની પૂર્ણતયા પ્રતીતિ થાય એ માટે હું પણ મારી જાત ઉપર ઘણા ઘણા આકરા પ્રયોગો અજમાવી રહ્યો છું, તેથી મને આત્માની પ્રતીતિ તો છે, પણ હજુ તેની પૂર્ણતયા પ્રતીતિ–આત્માનો પૂર્ણ સાક્ષાત્કાર–બીજા ઘણા આકરા પ્રયોગોની રાહ જુએ છે. એ બધા આકરામા આકરા પ્રયોગોની કસોટીમાંથી આણીશુદ્ધ રીતે પસાર થઇ શકીશ તો જ હું પૂર્ણ આત્માને અનુભવી શકીશ.

પએસી ! આત્માનો અનુભવ મેળવવા અને તેનો સર્વ પ્રકારે સાક્ષાત્કાર પામવા તારે અંતર્મુખ થવું પડશે. રૂપ રસ ગંધ સ્પર્શ અને શબ્દજન્ય સુખોને મેળવવા મન અને ઇંદ્રિયો જે દોડાદોડી કરી રહ્યાં છે તેમને તારે સંયમમા રાખવાં પડશે; આ સ્થૂળ શરીર સુખ

પામે, તે કરમાઇ ન જાય, તે માટે તું જે હજારો પ્રયત્નો સેવી રહ્યો છે અને એ પ્રયત્નો માટે હજારો માનવોની શક્તિનો ઉપયોગ કરી રહ્યો છે તે બધું તારે જતું કરવું પડશે.

આત્મસુખ આત્માદ્વારાજ વેદી શકાય છે. આત્મા પોતાના જ સુખથી સંતુષ્ટ છે. " आत्मन्येव आत्मना तुष्टः " એ સિદ્ધાતને તારે જીવનવ્યવહારમા સાવધાનીથી આચરવો જોઇશે.

ખરું કહું તો આપણે બધા શરીર, ઇંદ્રિય, મન અને સંકલ્પોથી ઉપજતા સુખમા સંતોષ મેળવી અને તેજ સુખને પરમ સુખ માની તેની પાછળ પડયા છીએ અને તે મિથ્યા પ્રયાસને લીધે જ આત્મસુખનો સ્વાદ ચાખી શકતા નથી.

જેમ એક વ્યાપારી વ્યાપાર અર્થે દેશાતરમા જાય. તે એવી મોટી આશા રાખે કે હું લક્ષાધિપતિ થાઉં. રસ્તામા જતા તેને એક નિધાન મળી જાય અને તેમાથી તે માત્ર હજાર મુદ્રા પામી પાછો વળે અને તે દ્વારાજ સંતુષ્ટ થઇ જેમતેમ જીવનનિર્વાહ કરે. તેને બીજો વ્યાપારી સમજણ આપે કે, ભાઈ ! આ હજાર મુદ્રાને બીજા વ્યાપારમા રોકી તેમાથી દસગુણી કે શતગુણી બીજી મુદ્રા કમા, પણ તે સાહસ વિનાનો એમ કરતા ભય પામે છે અને મળેલી હજાર મુદ્રા ક્યાક ચાલી જાય તો પછી શું થાય ? એમ સમજી સાહસ કરવા સમર્થ થતો નથી. પોતે અનેક સાહસિકોને એ રીતે લક્ષાધિપતિ થએલા નજરે પ્રત્યક્ષ જુએ છે છતાં તેનો પૂર્વગ્રહ છૂટતો નથી, તેમ આપણે પણ શરીર ઇંદ્રિય મન અને સંકલ્પોથી જ થતા સુખોમા સપડાયા છીએ, તેથી એ સુખને છોડી વા એ સુખ ઉપર અંકુશ મુકી અંતર્મુખ થઇ શકતા નથી. પૂર્વગ્રહજન્ય સુખો છોડતા આપણે આપણી જાતને અશરણ દુખી અને કષ્ટમય થઈ ગએલી કલ્પીએ છીએ.

પએસી ! જ્યાસુધી આપણે આપણા પૂર્વગ્રહનો એ ગ્રંથિ ભેદીને આગળ ન વધીએ ત્યાસુધી આત્માના અનુભવ માટેના આપણા સર્વ પ્રયાસો નર્યા ફાંફા છે. સાહસ કર્યા વિના છૂટકો જ

નથી. અહી તો "માથા સાટે માલ છે." "મહીં પડ્યા તે મહાસુખ માણે" એ જ ન્યાય છે. માટે તારે હવે આ જ પ્રયોગ કરવાનો રહ્યો અને હું તારી જિજ્ઞાસા અને આત્માનુભવ સંબંધી તાલાવેલીથી જાણી શકું છું કે એ પ્રયોગને અંતે વિજય તારોજ છે.

પએસી ! એ પ્રયોગ તો ઘણા લોકો કરે છે પણ તેમાના કેટલાક તો સાધનોમા જ અટકી પડે છે, કેટલાક બાહ્ય પ્રવૃત્તિમા જ ફસાઈ જાય છે, કેટલાક નરી પ્રતિષ્ઠામા જ પટકાઇ જાય છે, માટે તારે એ પ્રયોગ કરતા બરાબર વિવેક–સાવધાની રાખવી જરૂરી છે.

સાંભળ,

"કોઈ ક્રિયાજડ થઈ રહ્યા, શુષ્ક જ્ઞાનમાં કોઈ
બાહ્ય ક્રિયામા રાચતા અંતર્ભેદ ન કાંઈ."
"બંધ મોક્ષ છે કલ્પના ભાખે વાણી માંહિ
વર્તે મોહાવેશમાં શુષ્કજ્ઞાની તે આંહિ."
"વૈરાગ્યાદિ સફળ તો જો સહ આતમજ્ઞાન
તેમજ આતમજ્ઞાનની પ્રાપ્તિતણાં નિદાન."
"ત્યાગ વિરાગ ન ચિત્તમા થાય ન તેને જ્ઞાન
અટકે ત્યાગ વિરાગમા તો ભૂલે નિજભાન."
"જ્યા જ્યાં જે જે યોગ્ય છે તહા સમજવૂં તેહ
ત્યાં ત્યા તે તે આચરે આત્માર્થી જન એહ."
"હોય મુમુક્ષુ જીવ તે સમજે એહ વિચાર
હોય મતાર્થી જીવ તે અવળો લે નિર્ધાર."
"બાહ્ય ત્યાગ પણ જ્ઞાન નહીં તે માને ગુરુ સત્ય
અથવા નિજકુળધર્મના તે ગુરુમા જ મમત્વ."

તાત પએસી ! તારે એકડે એકથી શરૂ કરવાનુ છે, ગભરાવાનું કશું કારણ નથી. તેં અત્યારસુધીમા ઈંદ્રિયોના મનના અને સંકલ્પોના જે ઘોડા પૂરપાટ દોડાવ્યા છે અને તે અર્થે દોડના પણ સુખની

પરવા કરી નથી તે બરાબર નથી કર્યું. હવે તારે એ ઘોડાને અંકુશમા લાવવા પડશે. સર્વથા ઇષ્ટ તો એ છે કે એ ઘોડાઓનો વેગ તદ્દન બંધ જ થઇ જાય; પણ એ એકદમ તો ન જ બને તે હુ મારા અનુભવથી સમજું છું, માટે જ તને એ પ્રવૃત્તિ ક્રમપૂર્વક કરવાની સૂચના કરું છું:

પ્રથમ તો તારે તારા પૂર્વગ્રહો ધીરે ધીરે છોડવા, અહિંસા–સર્વપ્રાણિપ્રેમ–વૃત્તિ કેળવવી, એ માટે પ્રથમ તો તારે તારી નિકટ વસતા માનવીઓના સુખદુઃખ જાણવા પ્રયત્ન કરવો અને એમના જીવનવિકાસને રુંધનારા એ દુઃખો મટાડવા માટે અખિન્નપણે ભરચક ઉદ્યમ સેવવો તથા એ માટે તારે તારી પોતાની જાતનો ભોગ આપવો પડે તોપણ જરૂર આપવો. એક જ વાર તુ એ રીતે તારી જાતનો ભોગ આપીશ ત્યારે તને જરૂર આત્માની ઝાખી થવાની એ ખાત્રીથી માન અને પછી જેમ જેમ એ તારો આપભોગ વધતો જશે તેમ તેમ તને તારા આત્માર્થને લગતા પ્રયાસમા વધુ ને વધુ સફળતા મળશે.

શ્રી કેશી મુનિરાજે જે કાઇ કહ્યું તે બધું રાજા પએસીએ ધ્યાનપૂર્વક–ઘણી જ સાવધાનતાથી–સાભળ્યું–અવધાર્યું અને તેનું મનન કરી તે ધોરણે જીવનનો અખતરો કરવાનો તેને ઉમળકો પણ થઇ આવ્યો.

રાજાને તેની સરળ પ્રકૃતિ અને આત્માર્થ સંબંધી તાલાવેલીને લીધે એ બધુ તદ્દન નવું છતા અજમાવવા જેવું તો લાગ્યુ જ.

પછી તો તેણે

" સેવે સદ્ગુરુ ચરણને ત્યાગી દઇ નિજપક્ષ
પામે તે પરમાર્થને નિજપદનો લે લક્ષ. "

" પ્રત્યક્ષ સદ્ગુરુયોગથી સ્વચ્છંદ તે રોકાય
અન્ય ઉપાય કર્યા થકી પ્રાયે બમણો થાય. "

" માનાદિક શત્રુ મહા નિજ છંદે ન મરાય
જાતા સદ્ગુરુ શરણમા અલ્પપ્રયાસે જાય. "

આ પદ્યોક્ત ભાવને લક્ષ્યમાં રાખી રાજાએ સાધના શરુ કરી અને ગુરુરાજના કહેવા પ્રમાણે પોતાની જાત ઉપર જ અખતરો શરુ કર્યો.

સાધનાને મંગળમય કરવા માટે પ્રથમ તો રાજા પએસીએ પોતાના ગુરુદેવ કેશી મુનિને ક્ષમા આપવા માટે પ્રાર્થ્યા. રાજાએ ભરસભામા જણાવ્યુ કે, આ પવિત્ર મુનિરાજનો મેં ઘણો અવિનય કર્યો છે તે બદલ તે મહાત્મા મને ક્ષમા કરવા કૃપા કરે એ મારી તેમને નમ્ર વિનંતિ છે.

પછી તો રાજાએ પોતાની સર્વ સંપત્તિના ચારે સરખા ભાગ કર્યા, જેમાનો એક ભાગ માત્ર તેણે દાન માટે જ યોજ્યો અને દાનધર્મને-દાનપારમિતાને-કેળવતો રાજા પોતાની સાધનામા લય-લીન રહેવા લાગ્યો.

હવે તે એટલો બધો સાધનામય બનવા લાગ્યો કે, તેને પોતાની પ્રિય રાણીની પણ ભોગસાધન તરીકેની વિસ્મૃતિ થવા લાગી, એટલું જ નહિ પણ રાણીએ રાજાને વિષ આપ્યું અને તે રાજાની જાણમાં આવ્યું છતા તેનું એક રુંવાડું પણ ન ફરકયુ. તેને પોતાના દેહની એટલી બધી વિસ્મૃતિ થઇ ગઇ કે દેહનો નાશ કરનારી રાણી માટે તેને મનમા કશું જ ન ઉગ્યું-તે તદ્દન સ્વસ્થ રહ્યો અને "आत्मन्येव आत्मना तुष्टः" ની પરિસ્થિતિ લગભગ પહોચું પહોચું થતા સૂર્યાભ-સૂર્ય જેવી ઝગારા મારતી દિવ્ય-સ્થિતિને પામ્યો અને છેવટે* વિદેહ થઇ જ્યોતમા જ્યોતની દશાને ને અનુભવશે.

ગતાનુગતિકતા, અંધશ્રદ્ધા, પરીક્ષણશક્તિનો વિરોધ વા અભાવ, નવા નવા પ્રયોગોને વિવેકપૂર્વક ખેડવાનું સાહસ ન હોવું, પૂર્વગ્રહનો અત્યધિક પક્ષપાત, કોઇએક જાતની વિવેક વિનાની સ્થિતિચુસ્તતા, જિજ્ઞાસા જ ન થવી, તર્કશક્તિનો દુરુપયોગ, આડંબરપ્રિયતા, મુંઝ-

* શ્રી કેશી મુનિરાજ અને રાજા પએસીના સંવાદમાં મેં જે નવનીત જોયું છે તે અહીં જણાવેલ છે

વણને દબાવી દેવાની વૃત્તિ, શાંત કરવા માટે મુઝવણને પ્રકટ કરવાની અશક્તિ વા પ્રકટ કરતાં કોઇ જાતના ભયની આશંકા ઇત્યાદિ અનેક દુર્ગુણો મુમુક્ષુ જિજ્ઞાસુના જીવનવિકાસનો સંહાર કરે છે.

કથાનાયક પએસીમા આ દુર્ગુણો ન હોવાથી જ તે વિદેહ સ્થિતિને પામે છે એ આપણે ધ્યાનમા રાખવા જેવું છે.

આ કથામાથી સંપ્રદાયબદ્ધ જિજ્ઞાસુઓ જે કાઇ મેળવશે તેનાથી તેમનો વિકાસ જ થવાનો એ આશાથી વિરમુ છું.

૨

[ એક વિલક્ષણ સમાનતા ]

બૌદ્ધ પરપરા અને જૈન પરંપરા એ બન્નેનું એક નામ શ્રમણ-પરંપરા છે. તે બન્નેમા અનેક પ્રકારની સમાનતાઓ રહેલી છે. શબ્દ-રચનાની, ભાવસંકલનાની, શ્રમણના આચારબંધારણની વા કેટલીક ખાસ ખાસ શબ્દોની સમાનતાઓ ઉપરાત આખા આખા આખ્યાનોની સમાનતા પણ મળી આવે છે. જે આખ્યાન—આ પએસીનુ આખ્યાન વાચકોની દૃષ્ટિસમક્ષ છે તે આખું આખ્યાન જેવું ને તેવું જ બૌદ્ધ પરંપરાના 'દીઘનિકાય' નામના સુત્તપિટક ગ્રંથમા પાયાસિસુત્તના મથાળા નીચે નોધેલુ છે.

પએસીના આ આખ્યાનમા મુખ્ય નાયક પએસી છે ત્યારે બૌદ્ધ આખ્યાનમા નાયક પાયાસી છે.

ઉપદેષ્ટા ત્યા કુમારકાશ્યપ છે ત્યારે અહીં કેશીકુમાર છે. બન્ને ઉપદેષ્ટા પાચસો ભિક્ષુઓના અધિષ્ઠાતા છે અને ઉપદેશનુ સ્થાન બન્ને સ્થળે શેતવિયા—સેતવ્યા નગરી છે.

કલ્યાણમિત્ર અહીં ચિત્ત છે ત્યારે ત્યાં ખત્ત છે.

પ્રષ્ટવ્ય સ્થાનો—પરલોક નથી, કોઇ ઔપપાતિક સત્તા નથી અને સુકૃત દુષ્કૃતરૂપ કર્મોનું ફલ નથી—એ બધા બન્નેમા સમાન છે.

આ પ્રષ્ટવ્યો સંબંધે જે જે પ્રતિવચનો અને તેમને લગતી યુક્તિપ્રયુક્તિઓ આવી છે તે બધીય બન્નેમા લગભગ સમાન છે.

પેલા કંબોજ દેશના ઘોડાની હકીકત જે અહીંના આખ્યાનમા છે તે પાયાસીની કથામાં નથી જણાતી અને પએસીનું જે ભાવિ વૃત્તાંત આ આખ્યાનમા પૂર્વમાં નોંધેલું છે તે પાયાસીના આખ્યાનમાં ક્રમ પ્રમાણે છેવટે જણાવેલું છે. તદુપરાંત સૂર્યાભદેવે કરેલી નાટયરચના અને બીજી વિધિઓ તે પાયાસીના આખ્યાનમાથી નીકળી ગઇ છે.

આ રીતે થોડો ઘણો ફેરફાર છતા મૂળ વસ્તુ બન્ને આખ્યાનમાં બરાબર સચવાએલી છે એ વિવાદ વિનાનુ છે. આ ઉપરથી આ આખ્યાનની ઐતિહાસિક કિંમત ઘણી વધી જાય છે. આ અને ભિન્નભિન્ન પરંપરાઓ પણ કેવી રીતે સમાનતાના પ્રવાહમા વહી રહી છે તે પણ જણાઇ આવે છે.

રાજા પસેનજિત અને પએસી વા પાયાસી એ બન્ને એક નથી એ વસ્તુ કોઈ ન ભૂલે.

બન્ને આખ્યાનના પાત્રો અને સ્થળ વિશેની સવિસ્તર ઐતિહાસિક માહિતી આપવી જરૂરી છે પણ અહીં તો જે કેટલાક મહત્ત્વના મુદ્દાઓ સ્ફુરે છે તે વાચકોની જાણ માટે નોંધી દઉં છું.

૧. સૂત્રનુ મૂળ નામ રાયપસેણઇય છે કે રાયપએસિય છે? પ્રથમ નામ કબૂલ રાખીએ તો તેમા રાજા પ્રસેનજિતનો સંબંધ માલુમ પડે છે અને બીજું સ્વીકારીએ તો તેમા રાજા પએસીનો સંબંધ જણાય છે અને હાલ જે સ્થિતિએ સૂત્ર ઉપલબ્ધ છે તેમાં છે પણ પએસીનો સંબંધ. ટીકાકાર (શ્રી મલયગિરિ—આચાર્ય હેમચંદ્રના સમસમયી) મૂળ નામ સાથે રાજા પએસીનો સંબંધ વ્યક્ત કરે છે, ત્યારે ટીકાકારની પૂર્વે થએલા આચાર્યો રાજા પ્રસેનજિતનો સંબંધ જણાવે છે.

૨. અંગ—આગમોમા અનેક સ્થળે બાર અંગોના નામો તો જણાવેલાં છે પણ બાર ઉપાંગના નામો કોઇ મૂળ-અંગ સૂત્રમાં જણાવેલા છે ખરાં? ઉપાગોની યોજનાના ઇતિહાસ માટે આ પ્રશ્ન અવશ્ય વિચારણીય છે.

૩. સંપ્રદાયની માન્યતા પ્રમાણે આ સૂત્ર બીજા અંગનું ઉપાગ કહેવાય છે, પણ તેની ઉપપત્તિ ઘટી શકતી નથી અથવા જે ઉપપત્તિથી આ સૂત્રને બીજા અંગનું ઉપાગ ઠરાવાય છે તે જ ઉપપત્તિ આ સૂત્રને પ્રથમ કે તૃતીય અંગના ઉપાગ તરીકે ગણાવવા પૂરતી છે; માટે આ બાબત પણ વિશેષ ગવેષવા યોગ્ય છે.

આ બધી બાબતો વિશે ભગવતી સૂત્રના બીજા ભાગના ટિપ્પણમા મેં થોડી ઘણી ચર્ચા કરેલી છે તે જોઈ જવાની ભલામણ છે.

આ સૂત્ર સંબંધે આ ઉપરાત બીજા પણ અનેક પ્રશ્નો ઉદ્‌ભવે છે પણ સ્થળ અને સમયના સ કોચથી તે બધાને સંકેલી લેવા જ યોગ્ય છે.

## ૩

આ અનુવાદ કરવામા મેં આગમોદય સમિતિવાળી સટીક મુદ્રિત પ્રતિનો ઉપયોગ કર્યો છે. ઉપરાત પાટણની ત્રણ પ્રતિઓ—એક મૂળની, એક ટીકાની અને એક ટબ્બાની તથા ભાવનગરની એક મૂળની અને એક ટબ્બાવાળી એમ બધી મળીને લખેલી પાચ પ્રતિઓનો પણ આશ્રય લીધો છે. લખેલી પાચે પ્રતિઓ લગભગ ૪૦૦–૫૦૦ વર્ષ જેટલી પ્રાચીન હતી એ, તે તે પ્રતિઓમા આવેલા છેલ્લા ઉતારાઓ ઉપરથી જણાતું હતું પાટણની પ્રતિઓ આપવા માટે સહૃદય મુનિરાજશ્રી પુણ્યવિજયજીનો અને ભાવનગરની પ્રતિઓ આપવા માટે ધર્મપરાયણ શેઠ કુંવરજીભાઇનો હું કૃતજ્ઞ છું.

સમિતિવાળી મુદ્રિત પ્રતિ માટે તેના સંપાદકનું ઋણ વ્યક્ત કરવા સાથે મારે એ સ્પષ્ટપણે જણાવવું જોઇએ કે એ મુદ્રિત પ્રતિ રીતસર શોધાએલી નથી. એમા મૂળગત પાઠો અને ટીકાગત પ્રતીક પાઠોમા પણ સંવાદ નથી. ટીકાકાર જેને પાઠાંતર ગણે છે તે પાઠ એ પ્રતિમા મૂળમા ભળી ગયો છે અને જે મૂળ પાઠ છે તે પાઠાતરમા ચડી ગયો છે. જે લોકો ઐતિહાસિક દૃષ્ટિએ અને જિજ્ઞાસાબુદ્ધિએ આગમોનુ અવલોકન કરવા ઇચ્છે છે તેમને માટે આવાં સંસ્કરણો નિષ્ફળ છે, એટલું જ નહિ, ઘણીવાર ભ્રમજનક પણ છે.

પેલા કંબોજ દેશના ઘોડાની હકીકત જે અહીંના આખ્યાનમાં છે તે પાયાસીની કથામા નથી જણાતી અને પએસીનું જે ભાવિ વૃત્તાંત આ આખ્યાનમા પૂર્વમાં નોધેલું છે તે પાયાસીના આખ્યાનમા ક્રમ પ્રમાણે છેવટે જણાવેલું છે. તદુપરાત સૂર્યાભદેવે કરેલી નાટયરચના અને બીજી વિધિઓ તે પાયાસીના આખ્યાનમાથી નીકળી ગઇ છે.

આ રીતે થોડો ઘણો ફેરફાર છતા મૂળ વસ્તુ બન્ને આખ્યાનમા બરાબર સચવાએલી છે એ વિવાદ વિનાનું છે. આ ઉપરથી આ આખ્યાનની ઐતિહાસિક કિંમત ઘણી વધી જાય છે. આ અને ભિન્નભિન્ન પરંપરાઓ પણ કેવી રીતે સમાનતાના પ્રવાહમા વહી રહી છે તે પણ જણાઇ આવે છે.

રાજા પસેનજિત અને પએસી વા પાયાસી એ બન્ને એક નથી એ વસ્તુ કોઈ ન ભૂલે.

બન્ને આખ્યાનના પાત્રો અને સ્થળ વિશેની સવિસ્તર ઐતિહાસિક માહિતી આપવી જરૂરી છે પણ અહીં તો જે કેટલાક મહત્ત્વના મુદ્દાઓ સ્ફુરે છે તે વાચકોની જાણ માટે નોધી દઉં છું.

૧. સૂત્રનું મૂળ નામ રાયપસેણઇય છે કે રાયપએસિય છે? પ્રથમ નામ કબૂલ રાખીએ તો તેમા રાજા પ્રસેનજિતનો સંબંધ માલુમ પડે છે અને બીજું સ્વીકારીએ તો તેમાં રાજા પએસીનો સંબંધ જણાય છે અને હાલ જે સ્થિતિએ સૂત્ર ઉપલબ્ધ છે તેમા છે પણ પએસીનો સંબંધ. ટીકાકાર (શ્રી મલયગિરિ–આચાર્ય હેમચંદ્રના સમસમયી) મૂળ નામ સાથે રાજા પએસીનો સંબંધ વ્યક્ત કરે છે, ત્યારે ટીકાકારની પૂર્વે થએલા આચાર્યો રાજા પ્રસેનજિતનો સંબંધ જણાવે છે.

૨. અંગ–આગમોમા અનેક સ્થળે બાર અંગોના નામો તો જણાવેલાં છે પણ બાર ઉપાગના નામો કોઇ મૂળ-અંગ સૂત્રમાં જણાવેલા છે ખરાં? ઉપાગોની યોજનાના ઇતિહાસ માટે આ પ્રશ્ન અવશ્ય વિચારણીય છે.

૩. સંપ્રદાયની માન્યતા પ્રમાણે આ સૂત્ર બીજા અંગનું ઉપાંગ કહેવાય છે, પણ તેની ઉપપત્તિ ઘટી શકતી નથી અથવા જે ઉપપત્તિથી આ સૂત્રને બીજા અંગનુ ઉપાગ ઠરાવાય છે તે જ ઉપપત્તિ આ સૂત્રને પ્રથમ કે તૃતીય અંગના ઉપાગ તરીકે ગણાવવા પૂરતી છે; માટે આ બાબત પણ વિશેષ ગવેષવા યોગ્ય છે.

આ બધી બાબતો વિશે ભગવતી સૂત્રના બીજા ભાગના ટિપ્પણમા મેં થોડી ઘણી ચર્ચા કરેલી છે તે જોઈ જવાની ભલામણ છે.

આ સૂત્ર સંબંધે આ ઉપરાંત બીજા પણ અનેક પ્રશ્નો ઉદ્‌ભવે છે પણ સ્થળ અને સમયના સંકોચથી તે બધાને સંકેલી લેવા જ યોગ્ય છે.

૩

આ અનુવાદ કરવામા મેં આગમોદય સમિતિવાળી સટીક મુદ્રિત પ્રતિનો ઉપયોગ કર્યો છે. ઉપરાત પાટણની ત્રણ પ્રતિઓ—એક મૂળની, એક ટીકાની અને એક ટબ્બાની તથા ભાવનગરની એક મૂળની અને એક ટબ્બાવાળી એમ બધી મળીને લખેલી પાચ પ્રતિઓનો પણ આશ્રય લીધો છે. લખેલી પાચે પ્રતિઓ લગભગ ૪૦૦–૫૦૦ વર્ષ જેટલી પ્રાચીન હતી એ, તે તે પ્રતિઓમા આવેલા છેલ્લા ઉતારાઓ ઉપરથી જણાતું હતું પાટણની પ્રતિઓ આપવા માટે સહૃદય મુનિરાજશ્રી પુણ્યવિજયજીનો અને ભાવનગરની પ્રતિઓ આપવા માટે ધર્મપરાયણ શેઠ કુંવરજીભાઇનો હું કૃતજ્ઞ છું.

સમિતિવાળી મુદ્રિત પ્રતિ માટે તેના સંપાદકનુ ઋણ વ્યક્ત કરવા સાથે મારે એ સ્પષ્ટપણે જણાવવું જોઇએ કે એ મુદ્રિત પ્રતિ રીતસર શોધાએલી નથી. એમા મૂળગત પાઠો અને ટીકાગત પ્રતીક પાઠોમા પણ સંવાદ નથી. ટીકાકાર જેને પાઠાતર ગણે છે તે પાઠ એ પ્રતિમા મૂળમા ભળી ગયો છે અને જે મૂળ પાઠ છે તે પાઠાંતરમાં ચડી ગયો છે. જે લોકો ઐતિહાસિક દૃષ્ટિએ અને જિજ્ઞાસાબુદ્ધિએ આગમોનુ અવલોકન કરવા ઇચ્છે છે તેમને માટે આવા સંસ્કરણો નિષ્ફળ છે, એટલું જ નહિ, ઘણીવાર ભ્રમજનક પણ છે.

પરંતુ આપણે ત્યા આગમોનો અભ્યાસ તત્ત્વજિજ્ઞાસાની દૃષ્ટિએ વા ઐતિહાસિક દૃષ્ટિએ થાય છે જ કયાં ? એ તો માત્ર પૂજ્ય દૃષ્ટિએ વંચાય છે એટલે આવા સંસ્કરણો ચાલી શકે.

આગમોના શુદ્ધ સંસ્કરણો, મૂળ પાઠ, પાઠાંતરો, ટિપ્પણી, તુલના વગેરેની અદ્યતન પદ્ધતિદ્વારા થાય તો મારી ખાત્રી છે કે જૈન સમાજમા સામ્રદાયિક કલહ ઘણો ઓછો થઇ જાય; પણ આ જ્ઞાનપૂજામા રસ છે કોને ?

જૈન આગમો ભારતવર્ષના મૂળ ઇતિહાસમાં ઘણાં નવાં દૃષ્ટિબિંદુઓ ઉઘાડી શકે એમ છે, પણ એ મૂક આગમો શું કરી શકે?

ગૂજરાત વિદ્યાપીઠદ્વારા જે રીતે સન્મતિતર્કનું સંપાદન સંશોધન થયુ છે તે રીતેજ આગમોનાં સંસ્કરણો કાઢવા કોઈ આગમભક્તને, ભગવાન્ મહાવીરના પૂજકને અને તેમના અહિંસાતત્ત્વના પ્રશંસકને મારી નમ્ર વિનંતિ છે.

ટિપ્પણોમાં અનેક સ્થળે બૌદ્ધ ગ્રંથ દીઘનિકાયનો ઉપયોગ કર્યો છે, એ પુસ્તક બીકાનેરવાળા શ્રી. અમરચંદ ભૈરવદાન શેઠિયા તરફથી મને વાપરવા મળેલો, તે માટે તેમનો હું આભારી થયો છું.

આ અનુવાદનો જન્મ મુનિ શ્રી છોટાલાલજીએ કરેલા પ્રશ્ન વ્યાકરણના અનુવાદની ચર્ચામાથી થયો છે. આ અનુવાદના આદ્ય પ્રેરક મુનિરાજ શ્રી છોટાલાલજીએ મને જે આ તક આપી છે તે માટે તેમનો હું ખાસ ઋણી છુ અને અનુવાદગત દોષોને સહી લેવા જિજ્ઞાસુઓને નમ્રપણે સૂચવું છું. અનુવાદ સાથે મેં યથામતિ કેટલાક ટિપ્પણો પણ જોડેલા છે, તે પર વાચક વર્ગ જરૂર લક્ષ્ય કરશે. પ્રૂફો વગેરેના સંશોધનનો ભાર રા. રા. ચુનીલાલ વ. શાહે ઉપાડ્યો છે તે માટે તેઓ પણ ધન્યવાદાર્હ છે. આગમોના શુદ્ધ પ્રકાશન માટે ફરીવાર પણ શ્રી લાધાજી સ્વામી પુસ્તકાલયના તંત્રવાહકોનું ધ્યાન ખેંચું છું.

તીવરી<br>(જોધપુર–મારવાડ)<br>આસો વદિ ૭.

બેચરદાસ જીવરાજ દોશી.

अर्हम्

# શ્રી રાયપસેણઇય સુત્ત



૧ તે કાલે તે સમયે આમલકપ્પા[1] નામે નગરી હતી.

એ આમલકપ્પા નગરીમાં ધન અને ધાન્ય વગેરેની વિભૂતિ પરિપૂર્ણ હતી, મૂળથી વસવાટ કરીને રહેનારા અને બહારથી આવીને વસેલા એવા બન્ને જાતના લોકો ત્યાં પ્રમોદથી રહેતા હતા, નગરીની ચારે બાજુ દૂર દૂર સુધીની સીમાડાની ભોંય[2] પ્રાજ્ઞ લોકોએ સંસ્કારેલી–કેળવેલી હતી, એ ભોંય ઉપર સેકડો અને હજારો હળો ફરતાં રહેતાં હતાં, શેરડી, જવ અને શાળનું વાવેતર થતું હતું તથા એ ભોંયને પાણીની નીકો દ્વારા પાણ પાવામાં આવતું હતું,

જ્યાંના કૂકડા[3] અને સાંઢો એક ગામથી બીજે ગામ જઈ શકે એવાં પાસેપાસેનાં ઘણાં ગામો એ નગરીની આસપાસ હતાં, અનેક બળદો, પાડાઓ, ગાયો અને ઘેટાંઓ, એ નગરીનુ પશુધન હતું, જ્યાંનાં કળામય આકારવાળાં અનેક ચૈત્યો અને એવા જ સુંદર–પણ્યતરુણીના[4]–અનેક સંનિવેશો પ્રેક્ષકોનાં મનને આકર્ષતાં હતાં,

આખીય નગરીમાં કોઈ નહિ લાંચિયો,[5] કોઇ નહિ ખૂની, કોઇ નહિ ગાંઠિયો, કોઈ નહિ ચોર અને કોઈ

નહિ દંડપાશિક–સોનેરી ટોળીવાળો; એથી એ નગરી સર્વ પ્રકારના ઉપદ્રવોથી રહિત હતી, નગરીમાં રહેનારા ભિક્ષુઓ ભિક્ષાને સારી રીતે મેળવી શકતા હતા, ત્યાં રહેનારા પ્રત્યેક મનુષ્યના જાનમાલને લેશ પણ હાણ થવાનો સંભવ ન હતો તેથી તે વિશ્વાસપૂર્વક સુખથી ત્યાં રહી શકતો, અનેક કોટિના[૬] કૌટુંબિક–કણબી લોકો ત્યાં સુખે સુખે રહેતા હતા,

અનેક નટો, નાચનારાઓ, રાજાનાં ગુણગાન ગાનારાઓ, મલ્લો, મુષ્ટિજુદ્ધ કરનારાઓ, હસાવનારા વિદૂષકો, કથા કરનારાઓ, કૂદનારાઓ કે તરનારાઓ, રાસ લેનારાઓ કે ભાંડ લોકો, શુભ અશુભ કહી બતાવનારા જ્યોતિષિકો, [૭]લંખો–વાંસડાની ટોચ ઉપર ખેલ કરનારાઓ, ચિત્રનાં પાટિયાં હાથમાં રાખી જનમનરંજન કરનારાઓ, તૂણ વગાડનારાઓ અને તુંબની વીણા વગાડનારાઓ, એ બધા લોકો નગરીમાં સારો આશ્રય મેળવતા હતા,

દંપતીઓને ક્રીડા કરવાના રમણીય આરામો, મોટા મોટા ઉત્સવો અને મોટી મોટી ઉજાણીઓ ઉજવી શકાય એવાં સુંદર ઉદ્યાનો, સરસ કૂવાઓ, આંખને ઠારે એવાં તળાવો, દીર્ઘિકાઓ–લાંબી લાંબી મનોહર વાવડીઓ અને ક્યારાઓ નગરીની શોભામાં વધારો કરતાં હતાં,

નગરીની રક્ષા કરતું નગરીની ફરતું ઊંડું, ઉપર પહોળું નીચે સાંકડું એવું ખાત[૮] હતું તથા નગરી ફરતી ઊંડી અને ઉપર નીચે સરખી ખોદેલી વિશાળ ખાઇ હતી, નગરીમાં કોઈ ઉપદ્રવકારી ન પેસી શકે માટે મોટાં

મોટાં તીક્ષ્ણ ચક્રો, ગદાઓ, મુસઢીઓ, સો જણાને કચરી નાખે એવી મોટી મોટી શિલાઓ વગેરે શસ્ત્રો[૯] દરવાજે દરવાજે ટાંગેલાં હતાં, નગરીની ફરતો ધનુષ જેવો વાંકડો કોટ ગોળ ગોળ કાંગરાઓથી શોભતો હતો, ચોકીદારોને બેસવાની અટારીઓ કોટમાં ખૂબ ઉંચી ઉંચી કરવામાં આવી હતી, કોટ તથા નગરીની વચ્ચેનો માર્ગ[૧૦] આઠ હાથ પહોળો રાખેલો હતો, કોટની પોળોના દરવાજાઓમાં નાના નાના ગઢો રચેલા હતા અને એ દરવાજાઓ મજબૂત રીતે જડેલા હતા,

નગરીના રાજમાર્ગો સારા સારા વિભાગવાળા હતા, ત્યાં વ્યવહારીઆઓની મોટી વસતી હતી અને વેંહાર-રોજગારનું તો એ નગરી મોટું મથક હતું, કુંભાર, સુતાર, લુહાર વગેરે શિલ્પકારી લોકોનો ત્યાં સુખે નિર્વાહ થતો હતો,

નગરીના કેટલાક માર્ગો સિંગોડા[૧૧] જેવા ત્રિકોણ હતા, જ્યાં ત્રણ કે ચાર શેરીઓ ભેગી થાય એવા કેટલાક ત્રિક માર્ગો અને ચતુષ્ક–ચોક માર્ગો હતા અને જ્યાં અનેક શેરીઓ ભેગી થાય એવાય કેટલાય ચાચર–ચત્વર માર્ગો હતા, રાજમાર્ગ ઉપર રાજાની અવરજવર ખૂબ રહેતી, નગરીના માર્ગોમાં ઉત્તમ ઘોડાઓ, ઝૂલતા હાથીઓ, શણગારેલા રથો, શિખરવાળી ઘુમ્મટદાર પાલખીઓ, ઝૂલતી પાલખીઓ અને બીજાં અનેક વાહનોની હરફર ઠીક રહેતી,

ત્યાંના જલાશયો ખીલેલાં કમળોથી ચમકતાં હતાં અને ધોળાં ધોળાં મોટાં મહાલયો જાણે આભના ટેકારૂપ હોય એવાં અડગ જણાતાં હતાં: એવી એ આમલકપ્પા નગરી

દર્શનીય, મનોહર, પ્રાસાદિક અને અસાધારણ સૌંદર્ય-વાળી[૧૨] હતી.[૧૩]

૨ એવી એ આમલકપ્પા નગરીથી બહાર ઇશાન ખૂ-ણામાં અંબસાલવણ નામનું એક ચૈત્ય[૧૪] હતું.

એ ચૈત્ય ઘણા લાંબા કાળનું પુરાણું, પૂર્વ પુરુષોએ ગાએલું-વખાણેલું હતું, છત્ર, ધજા, ઘંટ, પતાકા, લોમ-હસ્ત[૧૫]-મોરપીંછી અને વેદિકા વગેરેથી શોભિત હતું, ચૈત્યનું ભોંતળ છાણ વગેરેથી લીંપીને ચોકખું કરેલું અને ભીંતો વગેરે ખડીથી ધોળીને ચકચકતી કરેલી, ઉત્તમ રક્ત ચંદનના થાપાવાળું, ચંદનના સુંદર કળશોથી મંડિત હતું, એના દરેક દરવાજા ઉપર ચંદનના ઘડાવાળાં તોરણો બાંધેલાં હતાં,

એમાં ઉપર નીચે સુગંધી પાણીનો છંટકાવ કરીને મોટી મોટી માળાઓ લટકાવેલી હતી, પાંચ વર્ણનાં સુગંધી ફુલો, કાળો અગર, ઉત્તમ કુંદુરુ, તુરુષ્કનો[૧૬] ઉંચા પ્રકા-રનો ધૂપ વગેરે અનેક સુગંધી ધૂપોથી એ મહેંકી રહેલું હતું-જાણે કે સુગંધોનો ભરેલો ઓરડો જ ન હોય?

એ ચૈત્યમાં નટો,[૧૭] નાચનારાઓ, જલ્લો, મલ્લો, મૌષ્ટિકો, વિદૂષકો, કૂદનારાઓ, તરનારાઓ, જ્યોતિષિકો, રાસ લેનારાઓ, ભાંડો, કથા કરનારાઓ, ચિત્રપટને બતા-વનારાઓ, તૂણ અને તુંબવીણાને વગાડનારાઓ, ભુજંગો-ભોગી-શોખી-જનો અને મગધો-ભાટો વગેરે રહેતા હતા,

એ ચૈત્ય ઘણા લોકોમાં અને અનેક દેશોમાં પ્રખ્યાત હતું, ઘણા આહોતા લોકો ત્યાં આહુતિ દેવા,

પૂજા કરવા,[૧૮] વંદન કરવા અને નમન કરવા આવતા, ઘણા લોકોનું એ સત્કારનું, સન્માનનું અને ઉપાસનાનું સ્થાન હતું, કલ્યાણ અને મંગલરૂપ એવા દેવતા સંબંધી ચૈત્યની પેઠે એ, વિનયપૂર્વક પર્યુપાસવાને યોગ્ય હતું,

દેવતાઇ શક્તિવાળું, સાચવાળું, સાચા ઉપાયોવાળું અને હજારો યાગોના ભાગો જ્યાં નૈવેદ્યરૂપે ધરવામાં આવે છે એવા એ ચત્યને ઘણા લોકો આવી આવીને પૂજતા–અર્ચતા.

વળી, એ ચૈત્ય, ચારે બાજુ એક મોટા વનખંડથી ઘેરાએલું હતું, એ વનખંડ લીલોછમ, ઠંડો હિમ, ક્યાંય હરી કાંતિવાળો, ક્યાંય નીલી કાંતિવાળો, સઘન છાયાવાળો અત્યંત રમણીય હતો–એ વનખડ જોતાં જાણે કે મેઘનો સમૂહ જ ન હોય એવો ભાસ જોનારને થતો હતો.

૩ ચૈત્યની ચારે બાજુ પથરાએલા એ પહોળા વન-ખંડમાં વચ્ચોવચ્ચ એક મોટું ઉંચું અશોકનું વૃક્ષ હતું, એ પણ આંખને ઠારે એવું, પ્રસન્નતા પમાડનારું ઘણું સુશો-ભિત હતું.

એ અશોકવૃક્ષની આસપાસ કેટલાંય બીજાં તિલકનાં, લકુચનાં–લવકનાં, છત્રગોપનાં, શિરીષનાં, સાદડનાં, દધિ-પર્ણનાં, લોદરનાં, ધવનાં, ચંદનનાં, અર્જુનનાં, નીપનાં, કુડજનાં, કદંબનાં, ફનસનાં, દાડિમનાં, શાલનાં, તાડનાં, તમાલનાં, પ્રિયકનાં, પ્રિયંગુનાં, પુરોબક–કુરબકનાં, રાજ-વૃક્ષનાં અને નંદિવૃક્ષનાં ઉત્તમ વૃક્ષો[૧૯] આવેલાં છે.

એ બધાંય વૃક્ષો મૂળ, કંદ, સ્કંધ–થડ, છાલ, શાખા, અવાલ, પત્ર, પુષ્પ, ફળ અને બીજોથી યુક્ત છે; એ વૃક્ષોનાં મૂળો ભોંયમાં બહુ ઉંડે પહોંચેલાં, સીધા અને એકસરખી રીતે ગોળ એ બધાં ઉગેલાં, પહેલું મૂળ, પછી કંદ, પછી થડ, પછી શાખા પ્રશાખા એ જાતની એકસરખી ઉગણી એ વૃક્ષાવળીમાં સચવાએલી, એમની શાખા પ્રશાખાઓ ચારે કોર ફેલાએલી, એમનાં મોટાં મોટાં ગોળ થડો વામ વામ જેટલાં ઘેરાવવાળાં, એ વૃક્ષોનાં પત્રો વાયુના દોષથી વા અન્ય પ્રકારની ઇતિ–ઉપદ્રવ–થી નહિ ખરેલાં અર્થાત્ એમનાં પાંદડાં એવાં ઘાટાં હતાં કે તેમાં ક્યાંય છિદ્ર જ ન જણાય, એ વૃક્ષોનાં પાકાં ઘરડાં પાંદડાં તો ખરી પડેલાં અને તાજાં નવાં કૂણાં પાંદડાંને લીધે એ, લીલા લીલા કાચ જેવા ઓપતા, વૃક્ષોની ટોચે આવેલા નવા કોમળ કિસલયો શિખરની જેમ હલ્યા કરતા, છએ ઋતુઓમાં એ બધાં કોળેલાં–કળીઓવાળાં, પુલેલાં–પુલોવાળાં, ફળેલાં–ફળોવાળાં, પલ્લવવાળાં, ગુચ્છાવાળાં અને ફળોના ભારથી નમેલાં રહેતાં.

એ ઉંચાં ઉંચાં તરુઓ ઉપર દંપતીરૂપ સૂડા, મોર, મેના, કોયલ, કોરક, કોભવ, ભિંગાર, કોંડલક, જીવંજીવક, નંદીમુખ, કપિલ, કપિલાક્ષ, કારંડ, ચકવા, કલહંસ અને સારસ વગેરે પક્ષીઓ આમતેમ ઉડતાં, કૂજતાં–મધુર કલકલ કર્યા કરતાં, ભમરા–ભમરીઓનુ ઝુંડ (એમની ઉપર) ગુંજારવામાં મસ્ત રહેતું.

રોગ વિનાના, કાંટા વગરના અને મધુર રસવાળ એ

તરુઓની[૨૦] આસપાસ રિંગણી વગેરેના નાના છોડો તથા નવમાલિકા વગેરેના મંડપો શોભતા; એ બધાં વિશેષ ઉન્નત તરુવરો પર ધ્વજો ફરકયા કરતા.

અશોક વૃક્ષની ચારે બાજુ શોભાયમાન એ વૃક્ષકુંજમાં ક્યાંય જાળિયાંવાળી ચોરસ વાવડીઓ, ક્યાંય ગોળ વાવો, ક્યાંય કમળોવાળાં નાનાં નાનાં પોખરો અને ક્યાંય પાણીથી ભરેલી લાંબી લાંબી સીધી નીકો વગેરે અનેક જળાશયો એ વૃક્ષઘટાની શોભામાં વળી વિશેષ વધારો કરતાં; જેટલી જાતની સુગંધો હોય છે તેટલી બધી એ ઘટામાંથી મહેકતી તેથી તેને લોકો 'ગંધઘ્રાણિ'[૨૧] કહેતા.

પદ્મવેલ, નાગવેલ, અશોકવેલ, ચંપકવેલ, આંબાવેલ,[૨૨] વનવેલ, વાસંતીવેલ, માધવીવેલ, કુંદવેલ અને શ્યામવેલ વગેરે બીજી અનેક વેલડીઓથી એ વૃક્ષરાજિ વીંટળાએલી રહેતી, વનરાઇના પ્રત્યેક વૃક્ષના મૂળમાં કે આસપાસ ઉગેલાં ડાભ વગેરે ઘાતકતૃણો નીંદી નાખેલાં હતાં અને ઉક્ત બધી વેલડીઓ ફળફુલોથી નિત્ય લચકતી રહેતી.

એ વનરાઇમાં કેટલાય ક્રીડારથો, સંગ્રામરથો, ગાડાંઓ, ગોળ ઘુમ્મટવાળી પાલખીઓ, ઝૂલતી પાલખીઓ વગેરે અનેક પ્રકારનાં વાહનો છૂટેલાં રહેતાં, અને સુખે સુખે જવા આવવા માટે ઠેકઠેકાણે વિચિત્ર પ્રકારના સેતુઓ–પૂલો ગરનાળાઓ બાંધેલાં હતાં તથા ફરવાહરવા માટે અનેક પાકા સુંદર માર્ગો[૨૩] કરેલા હતા.

ઉક્ત વનરાજિથી વિરાજિત એ ઉત્તમોત્તમ અશોકવૃક્ષ ઉપર રત્નોથી બનેલ, નિર્મળ, દેદીપ્યમાન, દેખાવડાં

સ્વસ્તિક, શ્રીવત્સ, નંદાવર્ત, વર્ધમાનક, ભદ્રાસન, કલશ, મત્સ્ય અને દર્પણ–એ આઠ મંગલો[૨૪] લટકાવેલાં હતાં.

વળી, વજ્રના ડાંડાવાળાં રૂપેરી પટ્ટાવાળાં કમળ જેવાં સુગંધી, કાળાં, નીલાં, લાલ, પીળાં અને ધોળાં ચામરો ટાંગેલાં હતાં; એ ઉપરાંત એ અશોક તરુ ઉપર બીજાં ઘણાં ઉપરા-ઉપર લટકતાં છત્રો, ઉપરાઉપર લટકતી ધજાઓ, ઘંટ અને ચામરની જોડી, સર્વરત્નમય પદ્મ, કુમુદ, નલિન, સુભગ, સૌગંધિક, પુંડરીક, મહાપુંડરીક, શતપત્ર અને સહ-સ્રપત્રના હાથો ખોડેલા[૨૫] હતા.

૪ એવા પૂજાપાત્ર એ અશોકવૃક્ષની નીચે એક મોટી કાળી શિલાપાટ હતી.

અશોક વૃક્ષના થડની લગોલગ આવેલી એ શિલા-પાટ ઉંચાઈ, લંબાઇ અને પહોળાઈમાં પ્રમાણસર હતી.

જાંબુડાં, નીલાં કમળનો ઢગલો, મરકતમણિ, બીયાનું વૃક્ષ, આંખની કીકી અને તરવારના વર્ણ જેવી તે કાળી શિલાપાટ, આંજણનાં વૃક્ષો, મેઘનો સમૂહ, નીલાં કમળ અને બલદેવના વસ્ત્રની માફક ચમકતી હતી તથા ભમરા-ઓનું ઝુંડ, આંખનો સુરમો, ગળીની ગોળીઓ, પાડાનું શિંગડું–એ બધાં કરતાંય વધારે કાળી તે શિલાપાટ, જોના-રને કેમ જાણે પથરાઇને બેઠેલા ભમરાઓનું ઝુંડ ન હોય એવો ભાસ કરાવતી હતી.

એનો કાળો રંગ ઘન–ઘેરો હતો, એ ક્યાંય કોઠ-લાની જેમ પોલી ન હતી. રૂપમાત્રનાં પ્રતિબિંબો તેમાં આરિસાની પેઠે પડતાં, ઘાટે સિંહાસન જેવી આઠખૂણી એ

પાટની બધી બાજુની કોરોમાં મોતીઓ જડેલાં હતાં, ચામડાનું વસ્ત્ર, રૂ, માખણ અને આકડાનું રૂ એ બધાની જેમ એની સુંવાળપ હતી: એવી રત્નમય[૨૬] રમ્ય શિલા-પાટ એ અશોકવૃક્ષની નીચે આવેલી હતી.

૫ આ તરફ—

એ નગરીમાં રાજા સેય[૨૭] અને રાણી ધારિણીનું રાજ્ય હતું.

રાજા સેય મહાન્ હિમાલય, મહાન્ મલયગિરિ, મંદરાચલ અને મહેન્દ્ર જેવો અડગ–અણુનમ હતો. અત્યંત વિશુદ્ધ–ખાનદાન–રાજકુલ[૨૮] શવલ–વંશનો એ રાજા બધાં રાજલક્ષણોથી વિભૂષિત હતો, એને બહુજનો બહુમાન આપતા–પૂજતા. સર્વગુણસંપન્ન ક્ષત્રિય લોહીનો એ રાજા સદા મુદિત રહેતો, એનો મૂર્ધાભિષેક થએલો હતો, એનાં માતાપિતા વિશુદ્ધ વંશનાં હતાં.

એ, મનુષ્યોનો ઇંદ્ર સેય રાજા સીમંકર સીમંધર ક્ષેમંકર ક્ષેમંધર હતો એ માટે જ જનપદનો પિતા જેવો હતો; જનપદનો પાલક અને પુરોહિત, જનપદમાં સેતુઓ[૨૯] અને કેતુઓ કરનાર એ રાજા, નરવર, પુરુષપ્રવર, પુરુષ-સિંહ, પુરુષવ્યાઘ્ર, પુરુષાશીવિષ, પુરુષવરપુંડરીક અને પુરુષવરગંધહસ્તી હતો.

સમૃદ્ધિવાળો કાંતિએ દીપતો એ સેય નૃપ પ્રસિદ્ધ હતો. ભવનો, શયનો, આસનો, યાનો અને વાહનો એની પાસે વિપુલ–વિસ્તીર્ણ હતાં, એના ભંડારમાં ઘણું ધન, સુવર્ણ અને રજત–રૂપું ભરેલું હતું, અર્થલાભના[૩૦] ઉપાયોને કરી જાણનાર એના રાજ્યમાં એઠવાડમાં પણ ઘણાં ભાત-

પાણી ફેંકી દેવામાં આવતાં અર્થાત્ લોકો ખાધેપીધે સુખી હતા.

ઘણા દાસો, દાસીઓ, બળદો, પાડાઓ, ગાયો અને ઘેટાંઓનો એ પ્રભુ[31] હતો, એનો યંત્રકોશ, અન્નકોશ, ધનકોશ અને આયુધકોશ ભરેલો રહેતો, બહુ દૂબળાઓનો એ મિત્ર હતો—એવો એ સેય રાજા આમલકપ્પા નગરીમાં અકંટક રાજ્ય ચલાવતો હતો—એના રાજ્યમાં ક્યાંય દુકાળ, મરકી વગેરે ઉપદ્રવો ન હતા, સદા સુભિક્ષ રહેતો એથી એનું રાજ્યશાસન શિવરૂપ અને ક્ષેમરૂપ લેખાતું.

૬ રાણી ધારિણી હાથેપગે સુકુમાળ હતી, તેની પાંચે ઇંદ્રિયોમાં કે અંગમાં કોઈ પ્રકારની ખોડ ન હતી, તેનાં અંગપ્રત્યંગો સામુદ્રિક લક્ષણો,[32] વ્યંજનો અને ગુણોથી યુક્ત હતાં, વજનમાં અને ઉંચાઈમાં તે બરાબર માપસર[33] હતી, દેખાવમાં ચંદ્ર જેવી પ્રિયકર જણાતી, મુઠીમાં આવી જાય એવી તેની પાતળી કડ[34] મજબૂત અને ત્રિવલીવાળી હતી.

પૂર્ણચંદ્રમુખી એ રાણી કાનોમાં કુંડળ પહેરતી, કપોલો ઉપર કસ્તૂરી લગાડતી, એની આકૃતિ, શૃંગાર અને વેશ બધું ચારુ–સારું હતું, બોલવે, ચાલવે અને હસવે એ કુશળ હતી, વિવિધ ચેષ્ટાઓ, વિવિધ વિલાસો, લલિત સંલાપો અને યુક્ત ઉપચારો કરવામાં તે વિશેષ નિષ્ણાત હતી.

એવી એ અગે અંગે અનુપમ લાવણ્ય ધરતી ધારિણી રાણી સેય રાજા સાથે અનુરક્ત હતી અને તેની સાથે મનુષ્યના શબ્દ, સ્પર્શ, રસ, રૂપ, ગંધ એ પાંચ પ્રકારના કામભોગોને[35] અનુભવતી રહેતી હતી.

૭ આ તરફ—

એ રાજા રાણીના રાજ્યકાળમાં ગામેગામ ફરતા અને સુખે સુખે વિહરતા શ્રમણ ભગવાન મહાવીર[૩૬] આમલકપ્પા નગરી તરફ પધાર્યા, અને નગરીથી બહાર ઈશાનખૂણા તરફના અંબસાલવણ ચૈત્યમાં પૂર્વવર્ણિત વનખંડથી વિરાજિત અશોક વૃક્ષની નીચે આવીને ઊતર્યા, ત્યાં તેઓ યથોચિત અવગ્રહ[૩૭] ધારણ કરી પૂર્વાભિમુખ[૩૮] થઇ એ કાળી શિલાપાટ ઉપર પર્યંકાસને[૩૯] રહી સંયમ અને તપથી આત્માને ભાવિત કરતા રહેવા લાગ્યા.

એ શ્રમણ ભગવાન મહાવીર આદિકર, તીર્થંકર, સ્વયસંબુદ્ધ, પુરુષોત્તમ, પુરુષસિંહ, પુરુષવરપુંડરીક, પુરુષવરગંધહસ્તી, અભયદાતા, નેત્રદાતા, માર્ગદર્શક, શરણદાતા, જીવિતદાતા,[૪૦] દ્વીપસમાન, ત્રાણરૂપ, શરણરૂપ, ગતિ–આશ્રય–રૂપ, આધારરૂપ, ધર્મચક્રને પ્રવર્તાવનાર, વિશુદ્ધ જ્ઞાન અને દર્શનથી યુક્ત, છદ્મરહિત, જિન–જય મેળવનાર, જિતાવનાર,[૪૧] તરનાર, તારનાર, મુક્ત, મુકાવનાર, બુદ્ધ, બોધ આપનાર, સર્વજ્ઞ, સર્વદર્શી અને અપુનરાવર્તનની શિવરૂપ, અચલ, અરોગ, અક્ષય અવ્યાબાધ સિદ્ધિને મેળવવાના અભિલાષી એવા હતા.

૮ એમના શરીરની ઉંચાઇ[૪૨] સાત હાથ, સંસ્થાન સમચોરસ અને સંહનન–શરીરનો બાંધો–વજ્ર જેવો મજબૂત હતો. શરીરની અંદરના વાયુઓ અનુકૂળ રહેતા, મલાશય કંક પક્ષીના મલાશય જેવો નીરોગ, જઠર પારેવાના જઠર જેવું તીવ્ર, મલવિસર્જનનાં સ્થાન પક્ષીનાં મલ-

વિસર્જનનાં સ્થાન જેવાં નિર્લેપ અને પીઠ, બન્ને તરફનાં પાંસળાં તથા ઉરુ સુજાત હતાં.

એમનો શ્વાસ સુગંધી,[૪૩] નીરોગી ઉત્તમ માંસ, છબી ઉદાત્ત અને પ્રશસ્ત, શરીર નિર્મળ અને અંગેઅંગમાંથી ઝરતું લાવણ્ય અસાધારણ હતું.

લોઢાના ઘણની જેવી સુબદ્ધ સ્નાયુવાળી અને શિખર જેવી ઉન્નત ખોપરી ઉપર શિરોભાગ, માથાના વાળ ઘન-નિચિત–લગોલગ ઉગેલા–વાંકડિયા જમણા વાંકવાળા સુંવાળા અને ભમરા જેવા કાળા, વાળ ઉગવાની ચામડી–કેશાંતભૂમિ –સોના જેવી ચમકતી અને દાડિમના ફુલ જેવી સ્નિગ્ધ, છત્ર જેવું ઉંચું ઉત્તમ ઉત્તમાંગ–મસ્તક, વ્રણવિનાનો એકસરખો અર્ધચંદ્ર જેવો લલાટપટ્ટ અને પૂર્ણચંદ્ર સમાન સોમાકાર મુખ,

સાંભળવામાં સરવા પ્રમાણયુક્ત બન્ને કાન, માંસથી ભરેલા પુષ્ટ બન્ને કપોલ, ધનુષ જેવી વાંકડી કાળી આછી ભમરો, ખીલેલાં કમળ જેવાં એકાદ ધોળા વાળવાળી[૪૪] પાંપણવાળાં બન્ને નયનો, ગરુડની નાસિકા જેવી ઉત્તુંગ લાંબી સરળ નાસિકા, પરવાળા જેવા બન્ને હોઠ,

ચંપાની કળી જેવા નિર્મળ[૪૫] એક શ્રેણીબદ્ધ બધા દાંત, અગ્નિથી ધમેલા સોનાના જેવું રાતું તાળવું અને જીભ, અવસ્થિત–અવસ્થાસૂચક અને સુવિભક્ત શ્મશ્રુ–દાઢી મૂંછ,[૪૬] શાર્દૂલની હડપચી જેવી માંસલ પ્રશસ્ત હડપચી,

પ્રમાણસર ચાર આંગળ ઉંચી ઉત્તમ શંખ જેવી રૂપાળી ડોક, ઉત્તમ પાડો વરાહ સિંહ શાર્દૂલ બળદ

અને હાથીના ખભા જેવા ભરાવદાર મજબૂત ખભા, સુબદ્ધ સાંધાવાળી સુશ્લિષ્ટ સ્થિર પુષ્ટ પોંચામાં સુસંસ્થિત નગરના દરવાજા પાછળ રહેલા ભોગળ જેવી ગોળ અને ધોંસરા જેવી લાંબી ભુજાઓ,

શેષનાગે વિસ્તારેલી ફણા જેવા વિપુલ અને ઉંચા કરેલા ભોગળ જેવા દૃઢ બાહુઓ, રાતી કોમળ માંસલ અને શુભ ચિહ્નોવાળી હથેળી, પાંચે આંગળીઓ સિધી કરતાં જેમાં એક પણ કાણું ન દેખાય તેવો નિશ્છિદ્ર પ્રશસ્ત પંજો, લોહીથી ભરેલી કોમળ પાંચ પાંચ આંગળીઓ, તાંબા જેવા રાતા સ્નિગ્ધ ચમકતા નખો,

હથેળીમાં ચંદ્ર, શંખ, ચક્ર, સ્વસ્તિક અને સૂર્યની જેવી રેખાઓ, પહોળી વિશાળ સોનાની પાટ જેવી ઉજ્જવલ સમતલ-એક સરખી અને શ્રીવત્સના[૪૭] ચિહ્નથી શોભતી છાતી, હાડકાં ન દેખાય તેવો માંસલ બરડો, કનકની કાન્તિ જેવી કાન્તિવાળું રોગરહિત નિર્મળ સુજાત શરીર,

સંગત સંનત સુંદર અને સુજાત પડખાંઓ, કાખની નીચેના બન્ને બાજુના ભાગો બરાબર પ્રમાણસર અને પુષ્ટ, આછી ઋજુ સ્નિગ્ધ અને રમણીય રુંવાટી-રોમરાઈ, માછલી અને પક્ષીની કુક્ષિ જેવી સુજાત પુષ્ટ કુક્ષિ, માછલીના ઉદર જેવું ચમકતું ઉદર, ઇંદ્રિયો બધી નિર્મળ.

પદ્મ જેવી વિશાળ નાભિ, મુસલ દર્પણ અને વજ્રના મધ્ય જેવો મધ્યભાગ,[૪૮] ઉત્તમ ઘોડો અને સિંહની કટી જેવો કટી ભાગ, શ્રેષ્ઠ ઘોડાના ગુપ્ત ગુહ્ય ભાગ જેવો ગુપ્ત સુજાત અને નિરુપલેપ ગુહ્ય ભાગ,

ઉત્તમ હાથી જેવી મલપતી લલિત અને વિક્રમવાળી ગતિ, હાથીની સુંઢ જેવા શોભન ઉરુઓ, ઢાંકણીમાં બરાબર બેઠેલા માંસલ બન્ને ઘુંટણો, હરણી જેવી રુડી વૃત્ત જંઘાઓ, સુશ્લિષ્ટ સુસંસ્થિત અને બહાર ન કળાય તેવી ઘુંટીઓ,

કાચબાના ચરણ જેવા સુપ્રતિષ્ઠિત ઉન્નત ચારુ ચરણો, નાની મોટી છતાં પગની આંગળીઓ સુસંહત અને કોમળ, પગના નખો રાતા અને ચમકતા, તળિયાં રાતાં કમળના પત્ર જેવાં સુકોમળ અને મૃદુ, પગમાં પર્વત નગર મગર સાગર ચક્ર વગેરેની જેવી ઉત્તમ રેખાઓ,

વિશિષ્ટ રૂપ જાજ્વલ્યમાન અગ્નિ, ચમકતી વીજળી, અને તરુણ સૂર્યની જેવું ઉગ્ર તેજ તથા અંગમાં ઉત્તમ પુરુષનાં અંગમાં હોય એવાં એક હજાર આઠ સુલક્ષણો:[૪૯] શ્રમણ ભગવાન મહાવીર શરીરે એવા પ્રકારના હતા.

૯ સ્વભાવે શ્રમણભગવાન મહાવીર અનાસ્રવ–આસ્રવ[૫૦] વિનાના–સામાજિક વા આધ્યાત્મિક દૂષણ જેથી ઉત્પન્ન થાય તેવી પ્રવૃત્તિ વિનાના, મમતારહિત, અકિંચન[૫૧]–ઐચ્છિક ગરીબીને વરેલા–અપરિગ્રહી, સંસારના સ્રોતે–પ્રવાહે–નહિ વહેનારા, આસક્તિ વિષયાનુરાગ દ્વેષ અને અજ્ઞાનથી પર રહેલા, નિર્ગ્રંથ પ્રવચનના ઉપદેશક, શ્રમણ શાસ્તાઓના નાયક–તેમના વ્યવસ્થાપક, શ્રમણોના અધિપતિ, શ્રમણવૃંદમાં પરિવર્તન કરનાર[૫૨] –ક્રાન્તિ કરનાર, બુદ્ધોને છાજે એવા ચોત્રીશ અતિશયોથી[૫૩] સંપન્ન હતા.

વચનના પાંત્રીશ ગુણોથી[૫૪] સંયુક્ત એવા શ્રમણ ભગવાન મહાવીર જે વખતે આમલકપ્પા નગરીમાં આવ્યા તે વખતે

તેમની સાથે આકાશગત ધર્મચક્ર આકાશગત[૫૫] છત્ર આકાશગત શ્વેત ચામરો, પાદપીઠ સહિત આકાશસ્ફટિકમય-સ્વચ્છ-સિંહાસન અને આગળ ખેંચાતો[૫૬] ધર્મધ્વજ એ બધું હતું; તથા ચૌદ હજાર શ્રમણો[૫૭]-સાધુઓ અને છત્રીશ હજાર શ્રમણીઓ સાથે સંપરિવરેલા શ્રમણ ભગવાન મહાવીર ફરતા ફરતા ત્યાં આવ્યા હતા.

૧૦ જે વખતે શ્રમણ ભગવાન મહાવીર ત્યાં આવ્યા તે વખતે આમલકપ્પા નગરીમાં ઠેરઠેર—તરભેટામાં ત્રિકમાં ચોકમાં ચાચરમાં ચતુર્મુખોમાં-ચોકઠામાં-રાજમાર્ગમાં અને શેરીઓમાં—જ્યાં સાંભળો ત્યાં ઘણા લોકો[૫૮] પરસ્પર એમ કહેતા હતા કે હે દેવાનુપ્રિયો ! આકાશગત છત્ર વગેરે સાથે સંયમ અને તપથી આત્માને ભાવિત કરતા શ્રમણ ભગવાન મહાવીર અહીં આવ્યા છે તો તેવા પ્રકારના અરહંત ભગવંતોનાં માત્ર નામગોત્ર પણ કાને પડે તોય મોટો લાભ છે, તો પછી તેમની સામે જવાનો તેમને વાંદવાનો નમવાનો તેમની પાસે જઇ કેટલાક ખુલાસા પૂછવાનો અને તેમની પર્યુપાસના-સેવા કરવાનો પ્રસંગ મળે તો તો જે લાભ થાય તે માટે કહેવું જ શું?

૧૧ આર્ય પુરુષનું એક પણ ધાર્મિક સુવચન કાને પડે તોપણ તે શ્રેયસ્રૂપ છે તો પછી તેમની પાસે જઈ વિપુલ અર્થ-ઘણી હકીકતો જાણવાનો પ્રસંગ સાંપડે તો તેથી જે શ્રેય થાય તે માટે કહેવું જ શું?

૧૨ તો હે દેવાનુપ્રિયો ! આપણે જઈએ અને શ્રમણ ભગવાન મહાવીરને વાંદીએ નમીએ સત્કારીએ સન્માનીએ

અને કલ્યાણરૂપ મંગળમય દિવ્ય ચૈત્યની પેઠે તેમની પર્યુપાસના કરીએ તો એ, આપણે માટે આ ભવ પરભવ અને જન્મ જન્માંતરમાં હિતરૂપ થશે, સુખરૂપ અને નિઃશ્રેયસરૂપ નીવડશે.

૧૩ આમ વિચારીને ઘણા ઉગ્રો[૫૯] ઉગ્રપુત્રો ભોગો ભોગપુત્રો રાજન્યો ક્ષત્રિયો બ્રાહ્મણો ભટો યોધો પ્રશાસ્તાઓ મલ્લકિઓ લિચ્છવિપુત્રો લિચ્છવિઓ અને બીજા ઘણા માંડલિક રાજાઓ યુવરાજો રાજમાન્ય પુરુષો મડંબાધિપો કૌટુંબિકો-કણબીઓ ઇભ્યો શ્રેષ્ઠિઓ સેનાપતિઓ સાર્થવાહો વગેરે અનેક લોકો જ્યાં ભગવાન ઊતર્યા હતા ત્યાં જવા નીકળ્યા.

૧૪ એમાંના કેટલાક[૬૦] શ્રમણ ભગવાન મહાવીરને વાંદવાની-નમવાની વૃત્તિવાળા હતા, કેટલાક માત્ર ભગવાનને જોવાના ઇચ્છુક હતા, કેટલાક તો 'ભગવાન કેવા હોય' એ જાતના કુતૂહલથી જવા પ્રેરાયા હતા, કેટલાકને અર્થવિનિશ્ચય-ખુલાસા મેળવવા હતા, કેટલાકને એમ હતું કે ત્યાં જઈશું તો અશ્રુતપૂર્વ સાંભળશું અને જે સાંભળ્યુ છે તે સંબંધી શંકાઓ દૂર કરશું, કેટલાકે એમ ધારેલું કે આપણે તો ભગવાનની પાસે સર્વ પ્રકારે મુંડભાવ ધારણ કરી અગાર-ઘર છોડી અનગાર થશું, કેટલાકે એવો સંકલ્પ કરેલો કે આપણે પાંચ અણુવ્રતવાળો અને સાત શિક્ષાવ્રતવાળો એમ બાર પ્રકારનો ગૃહિધર્મ સ્વીકારશું, કેટલાક તો માત્ર જિનભક્તિના રાગથી પ્રેરાયા હતા અને કેટલાક ગતાનુગતિક હતા અર્થાત્ તેઓ એમ સમજેલા કે આ

બધા જાય છે ત્યારે આપણે પણ જવું એ શિષ્ટતા છે–યોગ્ય છે: એમ જુદી જુદી વૃત્તિવાળા તેઓ બધા ભગવાનની પાસે જવા નીકળ્યા.

૧૫ શ્રમણ ભગવાન મહાવીરની પાસે જનારા એ બધા ન્હાએલા, તેમણે બલિકર્મ[૬૧] કરેલુ, તિલક વગેરે લગાડેલાં, માથે ડોકે માળાઓ નાખેલી, હાર અર્ધહાર ત્રણસરો હાર લટકતાં ઝુંમણાં કટિસૂત્ર–કણદોરો વગેરે આભરણો પહેરેલાં અને સુંદર વસ્ત્રો સજેલાં તથા શરીરે ચંદન લગાડેલું,

એઓ કેટલાક ઘોડે ચડેલા, કેટલાક હાથી ઉપર બેઠેલા, રથ ઉપર ચડેલા, ઘુમ્મટવાળી પાલખીમાં બેઠેલા, અને ઝૂલતી પાલખીમાં આવેલા હતા; વળી મોટા જનસમુદાયથી વિંટાએલા કેટલાક માત્ર પગે ચાલીને જતા હતા. એ બધા જનારાઓનો અવાજ એટલો બધો થતો હતો કે જાણે કોઇ ખળભળેલો મહાસમુદ્ર ગાજતો ન હોય.

૧૬ આમલકપ્પા નગરીથી બહાર ઈશાન ખૂણામાં આવેલા અંબસાલવણ ચૈત્યમાં એઓ બધા જઇ પહોંચ્યા. ત્યાં છત્ર વગેરે તીર્થંકરના અતિશેષો જોતાં તેઓ પોતપોતાનાં યાન વાહન ઊભાં રાખી ઊતરી પડ્યા–યાનો છોડી નાખ્યાં, વાહનો ચરવા છૂટાં મૂકી દીધાં અને એઓ ભગવાનની પાસે આવી પહોંચ્યા, તેમને ત્રણ પ્રદક્ષિણા દીધી, વંદના કરી નમસ્કાર કર્યો અને ભગવાનની શુશ્રૂષા કરતા તેઓ બહુ દૂર નહિ તેમ બહુ નજીક નહિ એ રીતે હાથ જોડીને તેમની સામે વિનયપૂર્વક બેઠા.

આમલકપ્પાનો રાજા સેય અને રાણી ધારિણી પણ એ બધાંની સાથે શ્રમણ ભગવાન મહાવીરની સેવામાં જોડાયાં હતાં.

૧૭ આમલકપ્પાના રાજા સેય, રાણી ધારિણી અને ત્યાંના જનસમુદાયને ઉદ્દેશીને શ્રમણગણમાં પરિવર્તન કરનાર શ્રમણ ભગવાન મહાવીરે પોતાની ધર્મસંશોધક વાણી સંભળાવી. તેમણે [૧૨]કહ્યું કે—

(૧) " જે મનુષ્યો દુર્બુદ્ધિથી પ્રેરાઇને પાપકર્મો કરી તે દ્વારા ધન પેદા કરે છે તેઓ આ વિરાટ વિશ્વને દુઃખના ઊંડા ખાડામાં ધક્કેલે છે અને પોતે પણ સતત તરફડિયાં મારતાં મારતાં ઝુરી ઝુરીને ઉપડી જાય છે–છેવટે લેશ પણ શાંતિ પામતા નથી. આ સંસારમાં શાંતિ પણ છે અને અશાંતિ પણ છે. શાંતિ કે અશાંતિ મેળવવી માનવીના પોતાના હાથનીજ વાત છે. મનુષ્યમાં તૃષ્ણાવૃત્તિ વિશેષ બળવાન છે તેને લીધે એ સુખદુઃખનું ખરું સ્વરૂપ સમજી શકતો નથી, ઉલટું દુઃખને સુખ સમજે છે અને સુખને દુઃખ સમજે છે. એ તૃષ્ણાવૃત્તિની પ્રબળ બળવત્તાનેજ લીધે ક્રોધ વધે છે, મૂઢતા વ્યાપે છે અને મનુષ્ય પોતાનું–પોતાના સ્વરૂપનું–પોતાના કર્તવ્યનું ભાન ભૂલી જાય છે એટલે આખર તે માનવ મટી દાનવી વૃત્તિ ઉપર આવી જાય છે. આમ થવાથી મનુષ્યોની પરસ્પર હિતકારિણી બંધુતાની વૃત્તિ શિથિલ થાય છે, તેથી અન્યોઅન્ય વૈર-વૃત્તિ પેદા થઇ સર્વત્ર અશાંતિ ઉપજાવે છે. શું મનુષ્ય, પશુ કે પક્ષીઓ વા આ સ્થાવર જગત એ બધું એ ધખ-

ધખતી અશાંતિમાં હોમાય છે, માટેજ ધન પેદા કરનારા લોકોએ પરસ્પર બંધુતાની વૃત્તિનો નાશ ન થાય તે તરફ વિશેષ લક્ષ્ય રાખી પોતપોતાનો વ્યવહાર કરવો ઘટે. અન્યથા કોઇનું શ્રેય થવાનું નથી. માત્ર ધન પેદા કરનારો આ વિચાર ભાગ્યેજ કરે છે કે તેની ધનતૃષ્ણાની આગમાં આજસુધીમાં કેટલાં માનવી હોમાયાં, કેટલાં પશુઓ અને પક્ષી બળીને ખાખ થઈ ગયાં, કેટલાં કોટિ વૃક્ષો કપાયાં, કેટલાં બધાં સ્વચ્છ પાણીનો હોમ થઈ ગયો, કેટલી બધી સ્વચ્છ હવાને બગાડી નાખી તેનો વિનાશ થયો અને વિનાશ પામતી કેટલી આગે કેટકેટલાંને બાળી નાખ્યાં. ધન પેદા કરવાની આ રીતનુંજ નામ દુર્બુદ્ધિ છે—ઘોર હિંસા છે—પરસ્પર બંધુતાની વૃત્તિ શિથિલ થવી એ દાનવી વૃત્તિનું મુખ્ય લક્ષણ છે. એ ધર્મની, પુણ્યની, સુખની અને પ્રાણી માત્રની નાશક છે એ ભૂલવું ન જોઈએ. ક્રિયાકાંડનું હાડપિંજર એ વિશુદ્ધ ધર્મ નથી પણ તે હાડપિંજરમાં પરસ્પર બંધુતારૂપ અહિંસાવૃત્તિનો પ્રાણ સંચારવો એજ શુદ્ધ ધર્મનો પાયો છે, માટેજ આર્ય પુરુષોએ એક અહિંસાને પરમ ધર્મ કહેલો છે.

(૨) "વિલાસી મનુષ્ય એમ માનતો હોય કે મારું શરણ તો ધન છે, મારે પરસ્પર બંધુતાની વૃત્તિ કેળવવાની શી જરૂર છે? તો એમ માનતો એ મૂઢ ખાંડ ખાય છે. માત્ર ધન હોવાને લીધે આજસુધીમાં કોઈનું ત્રાણ થયું નથી અને હવે પછી થશે પણ નહિ. આ લોક કે પરલોકમાં તેજ સુખી થશે કે જેનામાં વ્યાપક ભ્રાતૃભાવની જ્યોતિ પ્રકટી હોય અને જેનો બધો વ્યવહાર એ વ્યાપક

ભ્રાતૃભાવ ઉપરજ ચાલતો હોય.

(૩) "તૃષ્ણાનું ચક્ર એટલું બધું પ્રબળ છે કે મનુષ્ય તેનાથી શીઘ્ર છૂટો થઈ શકતો નથી—ઇચ્છા છતાં પોતાના વ્યવહારોમાં વિવેકપૂર્વક રહી શકવામાં શિથિલતા આવ્યા કરે છે; આમ છતાં મુમુક્ષુ જનોએ ગભરાવાનું નથી જ, તેઓએ તો વારંવાર પ્રબળ પ્રયત્ન કર્યા કરવાનો છે અને તૃષ્ણાની પ્રવૃત્તિઓના પાશમાં ન ફસાતાં આત્મસંશોધનોના પ્રયત્નોમાં મચ્યાજ રહેવાનું છે.

(૪) "જુઓ—જે આ શ્રમણો અહીં બેઠેલા છે તેઓ તૃષ્ણાના ચક્રથી છૂટવા માટેજ શ્રમ કરી રહ્યા છે. તમે એમ ન સમજતા કે શ્રમણનો માત્ર વેશ પહેરવાથી શ્રમણ થઇ જવાય છે. આ તો એક પ્રકારની શાળા છે. જેમ તમે નિશાળમાં જઇને અંકજ્ઞાન વગેરે વિદ્યાઓ શિખો છો તેમ આ મારી શાળાના શ્રમણ વિદ્યાર્થીઓ તૃષ્ણાના ચક્રને છેદવાની વિદ્યાઓ શિખી રહ્યા છે, તેઓ એ માટે સબળ પ્રયત્ન કરે છે, છતાંય તૃષ્ણાનાં નવાં નવાં રૂપો તેમને વારંવાર સતાવે છે જેથી તેઓમાં પણ ભારે અસમંજસતા ફેલાઇ રહે છે; આમ છતાંય તેમને કહું છું કે તેઓએ મુમુક્ષાવૃત્તિનો એક છાંટો બાકી હોય ત્યાંસુધી જરાય ગભરાવાનું નથી, પણ આરંભેલા પ્રયત્નમાંજ દિનપ્રતિદિન શિથિલતા છોડી સવિશેષ ઉગ્ર બનવાનું છે. કોઈ તમે કહેશો કે શ્રમણ થયા પછી વળી તૃષ્ણા શાની? તો મારે જણાવવું જોઇએ કે તૃષ્ણા કાંઇ ધનની, સ્ત્રીની કે પુત્રની જ હોય છે એમ નથી, એ તો અનેક સ્વાંગો કરીને પ્રાણી-

માત્રને સતાવ્યા કરે છે. શ્રમણોએ ધન મૂકયું, સ્ત્રી અને વહાલાં માતપિતા છોડયાં છતાં તેઓમાં વેશની, ઉપકરણની, ખાવાપીવાની, ચેલાચારીની, ગુરુની, ઉપાસકની, વાચનાની, વેશમાં પણ અમુકજ પ્રકારના વેશની અને સૌથી મોટામાં મોટી હાનિકારક તૃષ્ણા મોટા થવાની–મોટા કહેવરાવવાની છે. તૃષ્ણાનાં આ રાક્ષસી સ્વરૂપો આ શ્રમણોને પણ ઘડીએ પળે નડયાજ કરે છે–વેશ અને ઉપકરણોની તૃષ્ણામાંથી બચવા નગ્નભાવ ધારણ કરવા જતાં તેનીજ એક તૃષ્ણા બંધાઇ ગઇ, ખાવાપીવાની જાળમાંથી બચવા અનશનવ્રતો આદરતાં તેમાંજ ફસાઈ જવાજેવું થયું, મનને ઠેકાણે લાવવા ભયંકર ઉગ્ર તપો, ઘોર દેહદંડનો અને કેશલુંચન વગેરે ઘોરાતિઘોર બાહ્ય કષ્ટો કરવા જતાં તેમાંજ ટેવાઇ રસલીન થવા જેવું થયું : આમ અનેક ઉગ્ર ઉપચારો ચાલુ છતાંય હજુ આ શ્રમણો ઠેકાણે આવતા નથી; તેમ છતાંય મારી શ્રદ્ધા છે–મારો અચળ વિશ્વાસ છે કે પ્રબળ પ્રયત્નની સામે તૃષ્ણા એક ક્ષણ પણ ટકી શકવાની નથી. મારા પોતાના જાતિ અનુભવથી કહું છું કે તમે પણ તૃષ્ણાની સામે મોરચા માંડશો તો જરૂર તેને છેદીને વિજય વરવાનાંજ.

(૫) " ઘેર સોના રૂપાના કૈલાસ પર્વત જેવડા અસંખ્ય પહાડો હોય તોપણ એ દુઃખદ તૃષ્ણા શમતી નથી–એ તો આકાશ જેવી અમાપ છે. એનું શમન તો વિવેકપૂર્વક રહેવામાં છે અને તે પ્રમાણે પોતપોતાના સર્વ વ્યવહારો ચલાવવામાં છે. "

સર્વ સુખકર ભ્રાતૃભાવને ફરીવાર યાદ દેવરાવી ભગવાને પોતાની દેશના પૂરી કરી.

આમલકપ્પાનો એ જનસમુદાય ભગવાનની ઉક્ત દેશના સાંભળીને વિશેષ પ્રમુદિત થયો અને 'ભગવાને નિર્ગ્રંથ પ્રવચન ઠીક કહી બતાવ્યુ છે' 'એવો કોઈ શ્રમણ કે બ્રાહ્મણ નથી જે આ પ્રકારની ધર્મદેશના કરી શકે' એમ કહેતો કહેતો એ સમુદાય પોતપોતાના સ્થાનકે જઇ પહોંચ્યો.

૧૮ રાજા સેય અને રાણી ધારિણી પણ ભગવાનની એ અપૂર્વ દેશના સાંભળીને પ્રસન્ન પ્રસન્ન થઈ ગયાં, તેમણે ભગવાનને વંદન–નમન કરી કેટલાક પ્રશ્નોના ખુલાસા પૂછી લીધા અને પછી તેઓ નિર્ગ્રંથ પ્રવચનની તેમજ ભગવાનની યશોગાથા ગાતાં ગાતાં પોતાને મહાલયે આવી પહોંચ્યાં.

૧૯ જે સમયે શ્રમણ ભગવાન મહાવીર આમલકપ્પા નગરીની બહાર આવેલા અંબસાલવણ ચૈત્યના [૬૩]સમવસરણમાં બિરાજતા હતા તે કાલે તે સમયે [૬૪]સૌધર્મકલ્પમાં સૂર્યાભ વિમાનમાં સુધર્મા નામની સભામાં સૂર્યાભસિંહાસન ઉપર બેઠેલો સૂર્યાભદેવ પોતાના વિપુલ અવધિવડે સમગ્ર જંબૂદ્વીપ તરફ નજર નાંખી તેને બરાબર નિરખી રહ્યો હતો.

૨૦ એ સૂર્યાભદેવના પરિવારમાં ચાર હજાર સામાનિક દેવો, પોતપોતાના પરિવારથી વિંટળાએલી તેની ચાર પટ્ટરાણીઓ, ત્રણ સભાઓ, સાત સેનાઓ, સાત સેનાધિપતિઓ, સોળ હજાર આત્મરક્ષક દેવો અને સૂર્યાભવિમાનમાં રહેનારા બીજા પણ ઘણા દેવો અને દેવીઓ હતાં.

૨૧ સૂર્યાભસિંહાસન ઉપર બેઠેલો તે સપરિવાર સૂર્યાભદેવ–નાટ્ય, ગીત, વાદ્ય, તંત્રી, તલ, તાલ, બીજાં વિવિધ વાજાંઓ અને વાદનકળામાં દક્ષ પુરુષ જેને વગાડે છે

એવો મેઘની પેઠે ગાજતો મૃદંગ—એ બધાંમાંથી નીકળતા મધુર સ્વરો સાંભળતો સાંભળતો દિવ્ય ભોગોને ભોગવતો રહેતો હતો.

૨૨ સૂર્યાભદેવે સમગ્ર જંબૂદ્વીપને નિરખતાં નિરખતાં ભારતવર્ષમાં આમલકપ્પા નગરીની બહાર અંબસાલવણ ચૈત્યમાં આવી રહેલા અને યોગ્ય અવગ્રહપૂર્વક સંયમ અને તપથી આત્માને ભાવિત કરતા શ્રમણ ભગવાન મહાવીરને જોયા.

૨૩ ભગવાનનું દર્શન કરીને તે સૂર્યાભદેવ [૬૫] હર્ષ-વાળો, તોષવાળો અને આનંદિત ચિત્તવાળો થયો તથા ભગવાન તરફ એના મનમાં પ્રીતિ થઈ—પરમ સૌમનસ્ય થયું. હર્ષના આવેગથી તેનું હૃદય ધબકવા લાગ્યું, એનાં કમળ જેવાં ઉત્તમ નેત્રો ખીલી ઉઠ્યાં, આનંદના વેગથી એનાં ઉત્તમ કડાં બેરખાં કેયૂર મુગટ બન્ને કુંડલો અને સુંદર હારથી સુશોભિત છાતી—એ બધું ચલાયમાન—હલું-હલું—થઇ ગયું.

૨૪ નીચે સુધી લટકતા પ્રલંબને અને કંપાયમાન થએલાં બીજાં આભૂષણોને ધારણ કરતો તે સૂર્યાભદેવ ભગવાન મહાવીરને જોતાંજ સંભ્રમ સાથે ત્વરા અને ચપળતાપૂર્વક સિંહાસનથી ઊભો થઈ ગયો, પછી તેણે પાદપીઠ ઉપર ચડી પાદુકાઓ—મોજડીઓ—કાઢી નાખી અને તીર્થંકરની સામે સાત આઠ પગલાં જઇ ડાબો ઘુંટણ ઉંચો કરી જમણો ઘુંટણ ધરણી ઉપર ઢાળી મસ્તકને ત્રણ વાર ધરણી ઉપર નમાવ્યુ. પછી જરાક માથાને ઉંચું કરી

કડાં અને બેરખાંથી સ્તબ્ધ થએલી ભુજાઓને ભેગી કરી, દશે નખ એક બીજાને અડે એ રીતે બન્ને હથેળીઓ સાથે રાખી શિરસાવર્તપૂર્વક મસ્તકે અંજલિ જોડી તે આ પ્રમાણે બોલ્યોઃ

૨૫ યાવત્ અજરઅમર[૬૬] સ્થાનને પ્રાપ્ત થએલા અરિહંત ભગવંતોને નમસ્કાર થાઓ, અજરઅમર સ્થાનને મેળવવાની વૃત્તિવાળા શ્રમણ ભગવાન મહાવીરને નમસ્કાર થાઓ, અહીં રહેલો હું ત્યાં રહેલા શ્રમણ ભગવાન મહાવીરને વાંદું છું, ત્યાં રહેલા શ્રમણ ભગવાન મહાવીર અહીં રહેલા મને જુએ છેઃ એમ કરીને તે સૂર્યાભદેવ ભગવાનને વાંદી નમી પાછો પૂર્વાભિમુખ થઇ સિંહાસન ઉપર બેસી ગયો.

૨૬ ત્યારપછી તે સૂર્યાભદેવના આત્મામાં [૬૭]ચિંતનરૂપ, અભિલાષરૂપ આ આ પ્રકારનો મનોગત સંકલ્પ–વિચાર–ઉત્પન્ન થયોઃ

૨૭ "યોગ્ય અવગ્રહપૂર્વક સંયમ અને તપથી આત્માને ભાવિત કરતા શ્રમણ ભગવાન્ મહાવીર જંબૂદ્વીપના ભારતવર્ષમાં આમલકપ્પા નગરીની બહાર અંબસાલવણ ચૈત્યમાં આવીને વિહરે છે તે મારે માટે શ્રેયરૂપ છે.

૨૮ "તેવા પ્રકારના અરહંત ભગવંતોનાં માત્ર નામ ગોત્ર કાને પડે તોપણ તે મહાફલરૂપ છે, તો પછી તેમની સામે જવાનો, તેમને વાંદવાનો, નમસ્કાર કરવાનો, તેમની પાસેથી કેટલાક ખુલાસા પૂછવાનો અને તેમની ઉપાસના કરવાનો પ્રસંગ મળે તો તો કહેવું જ શું?

૨૯ "આર્ય પુરુષનું માત્ર એક ધાર્મિક સુવચન કાને પડે તોપણ તે મહાફલસ્વરૂપ છે, તો પછી તેમની પાસેથી વિપુલ અર્થ-ઉપદેશ-મેળવવાનો પ્રસંગ સાંપડે તો તો કહેવું જ શું?

૩૦ "તો હું શ્રમણ ભગવાન મહાવીરને વાંદવા, નમવા, તેમનો સત્કાર કરવા, સન્માન કરવા તથા તે કલ્યાણસ્વરૂપ, મંગળસ્વરૂપ, ચૈત્યસ્વરૂપ અને દેવસ્વરૂપ શ્રમણ ભગવાન મહાવીરની પર્યુપાસના કરવા જાઉં.

૩૧ "શ્રમણ ભગવાન મહાવીરની એ પર્યુપાસના મારે માટે-જન્મજન્માંતરમાં હિતકર, સુખકર, ક્ષમકર,[૬૮] કલ્યાણકર નીવડવાની છે અને નીવડશે": એમ તે સૂર્યાભદેવ વિચાર કરે છે. એ પ્રમાણે ગંભીરપણે વિચારીને તેણે પોતાના આભિયોગિક દેવોને બોલાવી તેમને આ પ્રમાણે કહ્યું:

૩૨ "હે દેવાનુપ્રિયો! એમ છે કે, યોગ્ય અવગ્રહને ગ્રહણ કરી સંયમ અને તપથી આત્માને ભાવિત કરતા શ્રમણ ભગવાન મહાવીર જંબૂદ્વીપના ભારતવર્ષમાં આમલકપ્પા નગરીની બહાર અંબસાલવણ ચૈત્યમાં આવીને વિહરે છે. તો હે દેવાનુપ્રિયો! તમે ત્યાં જાઓ અને અંબસાલવણ ચૈત્યમાં બિરાજતા શ્રમણ ભગવાન મહાવીરને ત્રણ પ્રદક્ષિણા કરી તેમને વાંદો, નમો અને પછી તમારાં નામ અને ગોત્રો તેમને કહી સંભળાવો,[૬૯] તથા શ્રમણ ભગવાન મહાવીરના ઊતારાની આસપાસ ચારે બાજુ યોજન-પ્રમાણ જમીનમાં અપવિત્ર, સડેલાં, દુર્ગંધી તણખલાં, લાકડાં, પાંદડાં કે કચરો વગેરે જે કાંઈ પડ્યું હોય તેને

ત્યાંથી ઉઠાવી દૂર કરો અને એ જમીનને તદ્દન ચોકખી કરો. વળી, તેટલી જમીન ઉપર સુગંધી પાણીનો છંટકાવ એવી રીતે કરો જેથી ત્યાંની ઉડતી બધી ધૂળ બેસી જાય, બહુ પાણીપાણી ન થાય અને વધારે કિચ્ચડ પણ ન થાય. પછી, જેની રજ જરા પણ ઉડતી નથી એવી જમીન ઉપર જલજ અને સ્થલજ એવાં પાંચ પ્રકારનાં સુગંધી પુષ્પોનો વરસાદ એવી રીતે વરસાવો કે ત્યાં બધાં પુષ્પો ચત્તાંજ પડે, તેમનાં ડિંટિયાં નીચે રહે અને એ પુષ્પો[૭૦] બધે જમીનથી ઉંચે એક એક-જાનુ-હાથ-સુધી ઉપરાઉપર ખીચોખીચ રહે. આ ઉપરાંત તે જમીનને કાળો અગર, ઉત્તમ કિનરૂ અને તુરુક્કના સુગંધી ધૂપથી મઘમઘિત કરો અને એ રીતે એ ભૂમિને સર્વ પ્રકારે દિવ્ય કરો-જ્યાં ઉત્તમ દેવ આવી શકે એવી સુંદરમાં સુંદર, સુગંધીમાં સુગંધી અને પવિત્રમાં પવિત્ર બનાવો-આમ કરી કારવીને પછી મને શીઘ્ર સમાચાર પણ આપો.”

૩૩ આભિયોગિક દેવોએ ‘શ્રીમાન દેવ જે કહે છે તે બરાબર છે’ એમ કહી સૂર્યાભદેવની એ આજ્ઞાને તે સહર્ષ વિનયપૂર્વક હાથ જોડીને સ્વીકારી અને પછી તેઓ ઈશાનકોણ તરફ જવા નીકળ્યા. ઈશાનકોણ તરફ જઇ વૈક્રિયસમુદ્‌ઘાત[૭૧] વડે તેમણે સંખ્યેય યોજન લાંબો દંડ કાઢ્યો અર્થાત્ એ દ્વારા તે દેવોએ રત્ન, વજ્ર, વૈડુર્ય, લોહિતાક્ષ, મસારગલ્લ, હંસગર્ભ, પુદ્દગલ, સોગંધિક, જ્યોતિરસ, અંજનપુલક, અંજન, રજત, જાતરૂપ, અંક, સ્ફટિક અને રિષ્ટનાં મોટાં-જાડાં પુદ્દગલો દૂર કરી સૂક્ષ્મ પુદ્દગલો

લીધાં. પછી ફરી પણ વૈક્રિયસમુદ્ઘાત કરી તેમણે પોતાનાં ઉત્તર વૈક્રિયરૂપો બનાવ્યાં આ રીતે તેઓ—આભિયોગિક દેવો—પોતાનાં રૂપોને બનાવી ઘણી જ ત્વરાવાળી, વિશેષ વેગવાળી, અતિશય શીઘ્રતાવાળી, વધુમાં વધુ ચપલતાવાળી, પ્રચંડ દિવ્ય ગતિથી તીરછી દિશામાં જવા ઉપડયા. અસંખ્ય દ્વીપ અને સમુદ્રોની વચ્ચોવચ્ચ થતા તેઓ જંબૂદ્વીપના ભારતવર્ષમાં આવી પહોંચ્યા. પછી ત્યાં આમલકપ્પા નગરીની બહાર જે તરફ અંબસાલવણ ચૈત્યમાં શ્રમણ ભગવાન મહાવીર બિરાજયા હતા તે તરફ જઈ તે આભિયોગિક દેવોએ ભગવાન મહાવીરની ફરતી ત્રણ પ્રદક્ષિણા કરી, તેમને વાંદ્યા, નમસ્કાર કર્યો અને પછી તેઓ આ પ્રમાણે બોલ્યા:

૩૪ "હે ભગવાન ! અમે સૂર્યાભદેવના આભિયોગિક દેવો છીએ, આપ દેવાનુપ્રિયને વાંદીએ છીએ, નમીએ છીએ, સત્કારીએ છીએ, સન્માનીએ છીએ અને કલ્યાણરૂપ, મંગળરૂપ, દેવરૂપ અને ચૈત્યરૂપ એવા આપ દેવાનુપ્રિયની પર્યુપાસના કરીએ છીએ."

૩૫ 'હે દેવો' એમ કહીને શ્રમણ ભગવાન મહાવીરે તે દેવોને આ પ્રમાણે કહ્યું:

"હે દેવો ! એ પુરાતન છે, હે દેવો ! એ કૃત્યરૂપ છે, હે દેવો ! એ કરણીયરૂપ છે, હે દેવો ! એ આચીર્ણ છે, અને હે દેવો ! એ સંમત મનાએલું છે કે ભવનપતિ, વાનવ્યંતર, જ્યોતિષિક અને વૈમાનિક દેવો અરહંત ભગવંતોને વાંદે છે, નમે છે અને તેમ કરી પોતપોતાનાં નામ—

ગોત્રો કહી સંભળાવે છે. હે દેવો ! એ પુરાતન પદ્ધતિ છે અને તે સમ્મત થએલી છે.”

૩૬ ત્યારપછી, શ્રમણ ભગવાન મહાવીરે જેમને ઉક્ત રીતે કહેલું છે એવા તે આભિયોગિક દેવો હર્ષિત થયા અને યાવત્ પ્રફુલ્લ હૃદયવાળા થયા. તેમણે શ્રમણ ભગવાનને વાંદી નમી ઉત્તરપૂર્વના ખૂણા તરફ જઈ વૈક્રિયસમુદ્‌ઘાત કર્યો, તે દ્વારા સંખ્યેય યોજન લાંબો દંડ કાઢ્યો અર્થાત્ એ સમુદ્‌ઘાતદ્વારા તે દેવોએ મોટાં–જાડાં–પુદ્‌ગલોને દૂર કરી સૂક્ષ્મ પુદ્‌ગલો લીધાં. પછી ફરી પણ વૈક્રિયસમુદ્‌ઘાત કરી [૭૨]તે દેવોએ સંવર્તક વાયુની રચના કરી અને તે વાયુદ્વારા શ્રમણ ભગવાન મહાવીરનો જે સ્થળે ઉતારો હતો તે સ્થળની આસપાસ ચારે બાજુ એક યોજન સુધીમાં જે કાંઈ અપવિત્ર–સડેલાં, દુર્ગંધી તણખલાં, લાકડાં, પાંદડાં કે કચરો વગેરે પડ્યું હતું તે બધું ત્યાંથી ઉઠાવી દૂર કરી યોજનપ્રમાણ ભૂમંડલને સ્વચ્છ કર્યું.[૭૩]

૩૭ વળી, ફરીવાર વૈક્રિયસમુદ્‌ઘાત કરી તે દ્વારા તે દેવોએ પાણીભરેલાં વાદળની[૭૪] રચના કરી. જેમ કોઈ કુશળ છંટારો પાણીભરેલા મોટા ઘડાદ્વારા કોઈ બગીચાને છાંટે અને તેને શાંતરજ–શીતળ કરે તેમ તે દેવોએ એ પાણી ભરેલાં વાદળદ્વારા એ સ્વચ્છ કરેલ ભૂમંડળ ઉપર સુગંધી પાણી વરસાવી–છાંટી ત્યાં ઉડતી ધૂળને બેસારી દીધી–તેને શાંતરજ–શીતળ બનાવી દીધું. પાણીને વરસાવતો મેઘ જેમ ગાજે છે અને વીજળીથી ઝબકે છે તેમ તે દેવોએ રચેલું

એ પાણીભરેલું વાદળ પણ પાણીને વરસાવતું ગાજતું હતું અને વીજળીથી ચમકતું હતું.

૩૮ વળી, ત્રીજી વાર વૈક્રિયસમુદ્ઘાત કરી તે દ્વારા તે દેવોએ ફૂલભરેલાં વાદળની રચના કરી. જેમ કોઇ માળીનો કુશળ યુવાન પુત્ર ફૂલભરેલી ચગેરીઓદ્વારા રાજ-સભાને પુષ્પોથી મઘમઘિત કરી દે તેમ તે દેવોએ મેઘની પેઠે ગાજતા અને વીજળીથી ઝબકતા એ ફૂલભરેલાં વાદ-ળદ્વારા પાણીથી સુગંધિત કરેલી એ ભૂમિ ઉપર પાંચ પ્રકા-રનાં પુષ્પોને વરસાવી તેને ચારે બાજુથી મ્હેક મ્હેક કરી મૂકી અને જમીનથી ઉંચે એકએક જાનુ–હાથ સુધી ઉપ-રાઉપર પુષ્પોથી ખીચોખીચ ભરી દીધી. તે પુષ્પો પણ તેમણે એવી રીતે વરસાવ્યાં કે દરેક પુષ્પનુ ડિંટિયું નીચું રહે અને કળીઓવાળો ભાગ ઉપર રહે.

૩૯ ત્યારપછી, પુષ્પોથી મઘમઘતા એ ભૂમંડળને કેમ જાણે સુગંધનો મહાસાગર ન બનાવવો હોય તેમ એ દેવોએ ત્યાં ચારે બાજુ ઉત્તમ કાળો અગર, ઉત્તમ કિનરૂ અને તુરુક્કનો સુગંધી ધૂપ મૂકી તેને ઘણુંજ સુગંધિત કરી મૂક્યું અને એવી રીતે કરી તે સ્થળે દેવો પણ આવી શકે એવું તેને આકર્ષક બનાવી દીધું.

૪૦ હવે આ બધું ભૂમિશુદ્ધિને લગતું કામ પતાવી તે દેવો શ્રમણ ભગવાન મહાવીર તરફ આવ્યા, ત્યાં આવી તેમને વાંદી નમી ત્યાંથી પોતાના સ્થાન ભણી જવા નીકળ્યા. જે જાતની વેગવતી પ્રચંડ ગતિથી તેઓ આવ્યા હતા તેજ ગતિદ્વારા જતા તેઓ સૌધર્મકલ્પને સત્વર પહોંચી

ગયા. ત્યાં જે તરફ સૂર્યાભનામનું વિમાન હતું અને સુધર્મા સભામાં જે તરફ સૂર્યાભદેવ બિરાજેલો હતો ત્યાં જઇ તેમણે સૂર્યાભદેવ તરફ વિનયપૂર્વક હાથ જોડી માથું નમાવી 'સૂર્યાભદેવનો જય થાઓ-વિજય થાઓ' એવો પ્રઘોષ કર્યો અને તેમણે તેને જણાવ્યું કે "હે મહારાજ! આપે અમને ભગવાન મહાવીરના ઊતારાની આસપાસના ભૂમંડળને શુદ્ધ અને સુગંધિત કરવાની જે આજ્ઞા આપી હતી તે પ્રમાણે અમે બધું કરી આવ્યા છીએ અર્થાત્ આપે આપેલી આજ્ઞા અમે હવે આપને પાછી સોંપીએ છીએ."

૪૧ ત્યારપછી તે સૂર્યાભદેવ, એ આભિયોગિક દેવો પાસેથી તેમણે કહેલી ઉક્ત હકીકતને સાંભળીને-અવધારીને હર્ષિત થયો, તુષ્ટ થયો યાવત્ પ્રફુલ્લ હૃદયવાળો થયો.

૪૨ ત્યારબાદ તેણે પોતાના સેનાપતિ દેવને બોલાવીને આ પ્રમાણે કહ્યું : "હે દેવાનુપ્રિય! સૂર્યાભવિમાનમાં આવેલી સુધર્મા સભામાં એક મોટી સારા રણકારાવાળી ઘંટા ટાંગેલી છે, જેનો ઘેરાવો યોજનપ્રમાણ છે અને જે મેઘની પેઠે ગંભીર અને મધુર રણકો કરે છે તે ઘંટાને તું શીઘ્ર ઉલાળતો ઉલાળતો-ઉંચા ઉંચા ઘોષથી ઉદ્‌ઘોષણ કરતો કરતો આ હકીકતને જાહેર કર : હે દેવો! સૂર્યાભવિમાનમાં રહેનારા પ્રત્યેક દેવદેવીઓને સૂર્યાભદેવ આજ્ઞા કરે છે કે હે દેવો! જંબૂદ્વીપના ભારતવર્ષમાં આવેલી આમલકપ્પા નગરીના અંબસાલવણ ચૈત્યમાં શ્રમણ ભગવાન મહાવીર સમોસર્યા છે, તેને વાંદવા માટે સૂર્યાભદેવ જનાર છે તો

હે દેવાનુપ્રિયો ! તમે પણ તમારી સર્વ શોભા–ઋદ્ધિ–સમૃદ્ધિ સાથે અને પોતપોતાના પરિવાર સાથે સંપરિવૃત થઇ પોતપોતાનાં યાન વિમાન ઉપર ચડી તેની સાથે જવા તૈયાર થાઓ : આ માટે વિલંબ ન કરતાં વખતસર તમે બધાં સૂર્યાભદેવની સમક્ષ હાજર થઈ જાઓ."

૪૩ એ પ્રકારની આજ્ઞા કરવાની સૂર્યાભદેવની સૂચના સાંભળીને તે સેનાપતિદેવ હર્ષિત થયો અને તે–આજ્ઞા કરવાની સૂચનાને તેણે વિનયપૂર્વક સ્વીકારી. પછી તે સેનાપતિદેવ સૂર્યાભવિમાનમાં આવેલી સુધર્મા સભામાં આવ્યો અને જ્યાં તે મોટી સારા રણકારાવાળી અને વગાડતાંજ મેઘની પેઠે ગાજતી એવી યોજનપ્રમાણ ઘેરાવાવાળી ઘંટા ટાંગેલી છે ત્યાં જઈ તેણે તેને ત્રણ વાર ઉલાળી. એ ઘંટાને ત્રણ વાર ઉલાળતાંજ સૂર્યાભવિમાનમાં એક મોટો જબરદસ્ત અવાજ થયો, તે અવાજ થતાંજ તે વિમાનમાં રહેલા બધા મહેલો અવાજના પડછંદાથી ગાજી ઉઠયા.[૭૫]

૪૪ એ મહેલોમાં રહેનારા દેવો અને દેવીઓ પરસ્પર ક્રીડામાં મશગુલ હતાં, રતિમાં આસક્ત હતાં અને અનેક પ્રકારના વિલાસોમાં તલ્લીન હતાં; તે બધાં એ ઘંટાનો અવાજ સાંભળી એકકાન થઇ ગયાં, ઘંટાનો અવાજ સાંભળી તે બધાંને કુતૂહલ થયું. ઘંટાનો અવાજ શાંત થયા પછી તે દેવો અને દેવીઓએ 'સૌએ ભગવાન મહાવીરને વાંદવા માટે જનારા સૂર્યાભદેવ સાથે જવા તૈયાર થવું અને બરાબર વખતસર પોતપોતાનાં વાહન–યાનો સાથે સૂર્યાભદેવની

સમક્ષ હાજર થવું' એવી એ સેનાપતિદેવે સૂચવેલી સૂર્યાભ-દેવની આજ્ઞાને ધ્યાનપૂર્વક સાંભળી.

૪૫ સેનાપતિદેવે સંભળાવેલી સૂર્યાભદેવની આજ્ઞાને સાંભળીને એ બધાં દેવો અને દેવીઓ હર્ષિત થયાં. એમાંનાં કેટલાંકને તો ભગવાન મહાવીરને વાંદવાની વૃત્તિ થઇ આવી, કેટલાંક તો ભગવાન મહાવીરને પૂજવા માટે ઉત્સુક થઇ ગયાં, કેટલાંકને ભગવાન તરફ સત્કારનો ભાવ ઊપજ્યો, કેટલાંક ભગવંત તરફ સન્માનવૃત્તિવાળાં થયાં, કેટલાંક માત્ર કુતૂહળવૃત્તિથી જ ભગવાનની પાસે જવાને તૈયાર થવા લાગ્યાં, કેટલાંકને એમ થયું કે ભગવાન પાસે જશું તો જેવું આજસુધી નથી સાંભળ્યુ તેવું નવું સાંભળશું; કેટલાંક એવું વિચારવા લાગ્યાં કે ભગવાન પાસે જશું તો અર્થોને, હેતુઓને, પ્રશ્નોને, કારણોને અને વ્યાકરણોને પૂછવાનો પ્રસંગ મળશે. બીજાં કેટલાંક માત્ર સૂર્યાભદેવની આજ્ઞાની ખાતર જ તૈયાર થવા માંડ્યાં, કેટલાંક વળી પરસ્પરના અનુરાગથી ભગવાન પાસે જવાની તૈયારી કરવા લાગ્યાં, કેટલાંક જિનભક્તિના રાગને લીધે અને કેટલાંક ભગવાન પાસે જવાનો પોતાનો ધર્મ છે, આચાર છે, એમ સમજીને[૭૨] સજ્જ થવા લાગ્યાં. આ પ્રમાણે અનેક પ્રકારની વૃત્તિથી ઉત્સાહિત થએલાં તે દેવો અને દેવીઓ પોતપોતાની ઋદ્ધિ સમૃદ્ધિ અને પરિવાર સાથે તૈયાર થઈ પોતપોતાના યાન વિમાન સજ્જ કરી બરાબર વખતસર સુર્યાભદેવની સમક્ષ હાજર થયાં.

૪૬ પોતે કરેલી સૂચના પ્રમાણે બરાબર વખતસર

હાજર થએલાં તે દેવો અને દેવીઓને જોઇને સૂર્યાભદેવ ખુશખુશ થઈ ગયો. પછી તેણે પોતાના આભિયોગિક દેવોને બોલાવીને આ પ્રમાણે કહ્યું: “હે દેવાનુપ્રિયો! લાખ યોજનના વિસ્તારવાળું એક મોટું યાન વિમાન તમે જલદી તયાર કરો. એ મોટા વિસ્તારવાળા યાનમાં સેંકડો સ્તંભો ગોઠવવાના છે, એમાં જાત જાતના હાવભાવવાળી અનેક પૂતળીઓ જડવાની છે, જયાં ત્યાં શોભે એ રીતે વરુ, વૃષભ–બળદ, ઘોડા, મનુષ્ય, મગર, પક્ષી, સર્પ કે વાઘ, કિન્નર, શરભ, ચમરી ગાય, હાથી, વનવેલો અને કમળવેલો એ બધું ચીતરવાનું છે, થાંભલાઓ ઉપર વજ્રની વેદિકાઓ બનાવવાની છે, વિદ્યાધર અને વિદ્યાધરીનું જોડલું જેમાં ફરતું દેખાય એવાં અનેક યંત્રો તે વિમાનમાં ગોઠવવાનાં છે, હજારો કિરણોથી સૂર્યની પેઠે ઝગારા મારે એવું હજારો રૂપકોથી યુક્ત એવું તે વિમાન રચવાનું છે, અને જોનારની આંખને શીતળ કરે એવું, અડકનારના હાથે સુખ ઉપજાવનારું, દેદીપ્યમાન, સુંદર, દેખાવડું, ટાંગેલી અનેક ઘંટડીઓના મધુર રણકારાવાળું, દિવ્ય પ્રભાવવાળું અને વેગવાળી ગતિવાળું એવું એ યાન વિમાન શીઘ્ર તૈયાર કરવાનું છે. હે દેવો! તેવા તે યાન વિમાનને તૈયાર કરીને તમે મને જલદી સમાચાર આપો.”

૪૭ આભિયોગિક દેવોને સૂર્યાભદેવે પૂર્વોક્ત પ્રકારનું યાન વિમાન બનાવવાની આજ્ઞા કરી તેથી તેઓ ખુશ થયા અને એ આજ્ઞાને તેમણે વિનયપૂર્વક માથે ચડાવી. પછી તેઓ ઉત્તરપૂર્વના ખૂણા તરફ ગયા, ત્યાં જઇને તેમણે

વૈક્રિયસમુદ્ઘાત કર્યો અને તે દ્વારા સંખ્યેય યોજન લાંબો દંડ કાઢ્યો, જાડાં પુદ્ગલોને મૂકી સૂક્ષ્મ પુદ્ગલોને લીધાં, વળી, ફરીવાર પણ વૈક્રિયસમુદ્ઘાત કર્યો અને પછી તે આભિયોગિક દેવો દિવ્ય એવા તે વિમાન બનાવવાની પ્રવૃત્તિમાં લાગી પડ્યા.[૭૭]

૪૮ તે દેવોએ એ દિવ્ય યાન વિમાનની ત્રણ બાજુએ ત્રણ મોટાં સુંદર સોપાન ગોઠવ્યાં: એક સોપાન પૂર્વમાં, બીજું દક્ષિણમાં અને ત્રીજું ઉત્તરમાં. તે સોપાનોની ભોંય વજ્રમય બનાવી તેનાં પ્રતિષ્ઠાનો રિષ્ટરત્નોનાં બનાવ્યાં, ટેકા માટે મૂકેલા સ્તંભો વૈડુર્યરત્નમાંથી ઘડ્યા, સોપાનોનાં પાટિયાં સોનારૂપામય રચ્યાં, કઠેડામાં આવેલી સૂઈઓ (સળિયાઓ) લોહિતાક્ષરત્નોમાંથી નીપજાવી સાંધાના ભાગો વજ્રથી જડ્યા, અવલંબનોને અનેક પ્રકારનાં મણિઓમાંથી બનાવ્યાં, અવલંબન બાહુઓને—સોપાનોની બન્ને બાજુની કઠેડાવાળી ભીંતોને પણ મણિઓમાંથી જ રચ્યાં. આ પ્રકારે તે દેવોએ યાન વિમાની ત્રણ બાજુએ મૂકેલાં સોપાનો અતિ આકર્ષક, જોનારના ચિત્તને પ્રસાદ ઉપજાવે એવાં અને ઘણાં મનોહર બનાવ્યાં.

૪૯ તે ત્રણે સુંદર સોપાનોની આગળ સુંદર તોરણો બાંધ્યાં. તે તોરણો પણ ચંદ્રકાંત અને સૂર્યકાંત વગેરે અનેક મણિઓથી ભરેલાં હતાં, મણિમય સ્તંભો ઉપર ગોઠવેલાં હોવાથી નિશ્ચલ હતાં, તેમાં વિવિધ પ્રકારનાં મોતીઓ મૂકીને અનેક પ્રકારની ભાતો પાડેલી હતી, હાથી, ઘોડા, મગર, પક્ષી, વનવેલો અને કમળવેલો વગેરે અનેક

પ્રકારનાં ચિત્રો એ તોરણોમાં કોરેલાં હતાં, ફરતી પૂતળી જેવાં યંત્રો પણ એમાં ભરેલાં હતાં અથવા ગોઠવેલાં હતાં, એ બધાં તોરણો ખૂબ પ્રકાશમાન હતાં, જોનારની આંખને અડકનારના હાથને સુખ ઉપજાવે એવાં પ્રાસાદિક હતાં.

૫૦ વળી, તે તોરણોની ઉપર તે આભિયોગિક દેવોએ સાથીઓ, શ્રીવત્સ, નંદાવર્ત, વર્ધમાનક, ભદ્રાસન, કલશ, મત્સ્ય–માછલી અને દર્પણ એ આઠ આઠ મંગલો ગોઠવ્યાં, ઉપરાંત વજ્રમાંથી બનાવેલાં ડાંડીવાળાં કાળાં ચામર, ધોળાં ચામર વગેરે અનેક રંગનાં ચામરોની ધજાઓ પણ તે તોરણો ઉપર લટકાવેલી હતી.

૫૧ વળી, તે તોરણો ઉપર, છત્ર ઉપર છત્ર હોય તે ઘાટે અનેક છત્રો, એ પ્રમાણે અનેક ઘંટડીઓ, પતાકાઓ, સર્વ રત્નમય ઉત્પલના, કુમુદના, નલિનના, સો પાંખડીવાળા કમળના અને હજાર પાંખડીવાળા કમળના અનેક ગુચ્છાઓ ગોઠવેલા હતા

૫૨ હવે તે આભિયોગિક દેવો, એ સોપાનો અને તેને લગતી બીજી બધી સુંદર રચના પૂરી કરી તે દિવ્ય યાન વિમાનની અંદરના ભૂમિભાગને સુંદરમાં સુંદર રીતે સજાવવાની પ્રવૃત્તિમાં લાગી ગયા.

૫૩ તે દિવ્ય યાન વિમાનની અંદરનો ભૂમિભાગ, તે દેવોએ સર્વ પ્રકારે અત્યંત સમ બનાવ્યો હતો. જેમ ઢાલનો ઉપરનો ભાગ, મૃદંગનો ઉપરનો ભાગ, સરોવરનો ઉપરતળનો ભાગ, હાથની હથેળીનો ભાગ, ચંદ્રના મંડળનો ભાગ, સૂર્યના મંડળનો ભાગ, આરીસાનો ઉપરનો ભાગ

જેવો સર્વ પ્રકારે સરખો હોય છે-ક્યાંય ઊંચો નીચો નથી હોતો, એ પ્રકારે તે વિમાનની અંદરનો ભૂભાગ સર્વ પ્રકારે સમ કરેલો હતો. વળી, જેમ ઘેટાનું, બળદનું, વરાહનું, સિંહનું, વાઘનું, હરણનું, બકરાનું અને દીપડાનું ચામડું સર્વ બાજુઓથી શંકુ શંકુ જેવડા ખીલાઓ ભરાવી ખેંચતાં જેવું એકસરખું થઈ જાય છે તેવો તે વિમાનનો અંદરનો ભૂભાગ સમ બનાવેલો હતો. તે ભૂભાગમાં, કાળા, નીલા, રાતા, પીળા અને ધોળા એવા અનેક મણિઓ જડેલા હતા. તેમાંના કેટલાક આવર્તવાળા, પ્રત્યાવર્તવાળા, શ્રેણિ અને પ્રશ્રેણિવાળા હતા, કેટલાક વળી સ્વસ્તિક જેવા, પુષ્પમાણવ જેવા, શરાવસંપુટ જેવા હતા. તે મણિઓમાં બીજા કેટલાક માછલાનાં ઇંડાં જેવા અને મગરનાં ઇંડાં જેવા જણાતા હતા. કેટલાક મણિઓમાં ફૂલવેલ, કમળપત્ર, સમુદ્રતરંગ, વાસંતીલતા, કમળવેલ વગેરે જેવાં ઘણાં બીજાં સુંદર ચિત્રો કોરલાં હોય એમ દેખાતું હતું. તે ભૂભાગમાં જડેલા બધા મણિઓ ભારે ચકચકાટવાળા, અનેક કિરણોવાળા, ઉત્કટ પ્રભાવાળા અને તેજના અંબારથી ભરેલા હતા.

૫૪ એ મણિઓમાં જે કાળા મણિ હતા તે મેઘ જેવા, આંજણ જેવા, દીવાની મેશ જેવા, કાજળ જેવા, પાડાના શિંગડા જેવા, પાડાના શિંગડામાંથી બનાવેલી ગોળી જેવા, ભમરા જેવા, ભમરાની હાર જેવા, ભમરાની પાંખના સારભાગ જેવા, જાંબૂડા જેવા, કાગડાના નાના બચ્ચા જેવા, કોયલ જેવા, હાથીના બચ્ચા જેવા, કાળા સાપ જેવા, કાળા બકુલ જેવા, શરદ ઋતુના વાદળા જેવા, કાળા અશોક

જેવા, કાળી કણેર જેવા અને કાળા બપોરીયા જેવા કાળા હતા.

પ્ર૦—શું તે કાળા મણિઓ એ આપેલી ઉપમાઓ જેવા જ ખરેખર કાળા હતા ?

ઉ૦—એ અર્થ સમર્થ નથી અર્થાત્ હે આયુષ્મન્ શ્રમણ ! એ તો માત્ર ઉપમાઓ છે; પણ તે કાળા મણિઓ તો તે બધી ઉપમાઓ કરતાં ક્યાંય વધારે ઇષ્ટતર, સરસ, મનોહર, અને મનોજ્ઞ કાળા વર્ણવાળા હતા.

૫૫ એ મણિઓમાં જે નીલા મણિ હતા તે ભૃંગ જેવા, ભૃંગની પાંખ જેવા, પોપટ જેવા, પોપટની પાંખ જેવા, ચાષ પક્ષી જેવા, ચાષના પીંછા જેવા, ગળી જેવા, ગળીના અંદરના ભાગ જેવા, ગળીની ગોળી જેવા, સાવા જેવા, ૭૮ઉચ્ચંતક દંતરાગ જેવા, વનરાઇ જેવા, બળદેવે પહેરેલા લીલા કપડા જેવા, મોરની ડોક જેવા, અળસીના ફૂલ જેવા, બાણના ફૂલ જેવા, અંજનકેશીના ફૂલ જેવા, લીલા કમળ જેવા, લીલા અશોક જેવા, લીલા બપોરીયા જેવા, અને લીલી કણેર જેવા લીલા હતા.

પ્ર૦—શું તે મણિઓ, એ આપેલી ઉપમાઓ જેવાજ ખરેખર લીલા હતા ?

ઉ૦—એ અર્થ સમર્થ નથી અર્થાત હે આયુષ્મન્ શ્રમણ ! એ તો માત્ર ઉપમાઓ છે; પણ તે લીલા મણિઓ તો તે બધી ઉપમાઓ કરતાં ક્યાંય વધારે ઇષ્ટતર, સરસ, મનોહર અને મનોજ્ઞ લીલા વર્ણવાળા હતા.

૫૬ એ મણિઓમાં જે રાતા મણિ હતા તે ઘેટાના લોહી જેવા, સસલાના લોહી જેવા, માણુસના લોહી જેવા, વરાહના લોહી જેવા, પાડાના લોહી જેવા, નાના ઇંદ્રગોપ જેવા, ઉગતા સૂર્ય જેવા, સંધ્યાના લાલ રંગ જેવા, ચણોઠીના અડધા-લાલ ભાગ જેવા, જાસુદના ફૂલ જેવા, કેસુડાના ફૂલ જેવા, પારિજાતકના ફૂલ જેવા, ઉંચા હિંગળોક જેવા, પરવાળા જેવા, પરવાળાના અંકુર જેવા, લોહિતાક્ષમણિ જેવા, લાખના રસ જેવા, કૃમિના રંગથી રંગેલા કામળા જેવા, ચીણાના લોટના ઢગલા જેવા, રાતા કમળ જેવા, રાતા અશોક જેવા, રાતી કણેર જેવા અને રાતા બપોરીયા જેવા રાતા હતા.

પ્ર૦—શું તે રાતા મણિઓ, એ આપેલી ઉપમાઓ જેવા જ ખરેખર રાતા હતા?

ઉ૦—એ અર્થ સમર્થ નથી અર્થાત્ હે આયુષ્મન્ શ્રમણ! એ તો માત્ર ઉપમાઓ છે; પણ તે રાતા મણિઓ તો તે બધી ઉપમાઓ કરતાં ક્યાંય વધારે ઇષ્ટતર, સરસ, મનોહર અને મનોજ્ઞ રાતા વર્ણવાળા હતા.

૫૭ એ મણિઓમાં જે પીળા મણિ હતા તે સોનાચંપા જેવા, સોનાચંપાની છાલ જેવા, સોનાચંપાના અંદરના ભાગ જેવા, હળદર જેવા, હળદરની અંદરના ભાગ જેવા, હળદરની ગોળી જેવા, હરતાળ જેવા, હરતાળની અંદરના ભાગ જેવા, હરતાળની ગોળી જેવા, ચિકુર જેવા, ચિકુરના રંગ જેવા, ઉત્તમ સોના જેવા, ઉત્તમ સોનાની રેખા જેવા, વાસુદેવે પહેરેલા પીળા કપડા જેવા, અલ્લકીના

ફૂલ જેવા, ચંપાના ફૂલ જેવા, કોળાના ફૂલ જેવા, આવળના ફૂલ જેવા, ઘીંસોડીના ફૂલ જેવા, સોનેરી જૂઈના ફૂલ જેવા, સુહિરણ્યના ફૂલ જેવા, કોરંટક ફૂલની ઉત્તમ માળા જેવા, બીયાના ફૂલ જેવા, પીળા અશોક જેવા, પીળી કણેર જેવા અને પીળા બપોરીયા જેવા પીળા હતા.

પ્ર૦—શું તે પીળા મણિઓ, એ આપેલી ઉપમાંઓ જેવાજ ખરેખર પીળા હતા?

ઉ૦—એ અર્થ સમર્થ નથી અર્થાત હે આયુષ્મન્ શ્રમણ! એ તો માત્ર ઉપમાઓ છે પણ તે પીળા મણિઓ તો તે બધી ઉપમાઓ કરતાં ક્યાંય વધારે ઈષ્ટતર, સરસ, મનોહર અને મનોજ્ઞ પીળા વર્ણવાળા હતા.

૫૮ એ મણિઓમાં જે ધોળા મણિ હતા તે અંક રત્ન જેવા, શંખ જેવા, ચંદ્ર જેવા, કુંદના ફૂલ જેવા, શુદ્ધ દાંત જેવા, કમળ ઉપરના પાણીના મોતીયા જેવા, શુદ્ધ પાણીના બિંદુ જેવા, દહીં જેવા, કપૂર જેવા, ગાયના દૂધ જેવા, હંસોની શ્રેણિ જેવા, ક્રૌંચોની શ્રેણિ જેવા, હારોની શ્રેણિ જેવા, ચદ્રોની શ્રેણિ જેવા, શરદ્‌ઋતુના મેઘ જેવા, ધમેલા અને ચોકખા કરેલા રૂપાના પતરા જેવા, ચોખાના લોટના ઢગલા જેવા, કુદના ફૂલના ઢગલા જેવા, કુમુદના ઢગલા જેવા, વાલની સૂકી શિંગો જેવા, મોરપીંછની વચ્ચે આવેલા ચદ્રક જેવા, બિસતંતુ જેવા, મૃણાલિકા જેવા, હાથીદાંત જેવા, લવંગના ફૂલ જેવા, પુંડરીક કમળ જેવા, ધોળા અશોક જેવા, ધોળી કણેર જેવા અને ધોળા બપોરીયા જેવા ઊજળા હતા.

પ્ર૦—શું તે ધોળા મણિઓ એ આપેલી ઉપમાઓ જેવા જ ખરેખર ઉજળા હતા?

ઉ૦—એ અર્થ સમર્થ નથી અર્થાત્ હે શ્રમણાયુષ્મન્! એ તો માત્ર ઉપમાઓ છે; પણ તે ધોળા મણિઓ તો તે બધી ઉપમાઓ કરતાં ક્યાંય વધારે ઇષ્ટતર, સરસ, મનોહર અને મનોજ્ઞ ધોળા વર્ણવાળા હતા.

૫૯ એ દિવ્ય યાન વિમાનની અંદરના ભૂભાગમાં અનેક રંગવાળા ચકચકિત જે મણિઓ જડેલા હતા તે માત્ર દેખાવમાં સુંદર હતા એટલું જ નહિ પણ સુગંધી[૭૯] પણ હતા. એ મણિઓમાંથી એવી સરસ સુગંધ ફેલાતી કે જાણે એ ભૂભાગમાં કોષ્ઠોનાં, તગરનાં, એલાનાં, સુગંધી ચૂઆનાં, ચંપાનાં, દમણાનાં, કુંકુમનાં, ચંદનનાં, સુગંધી વાળાનાં, મરવાનાં, જાઈનાં, જૂઈનાં, મલ્લિકાનાં, સ્નાનમલ્લિકાનાં, કેતકીનાં, પાટલનાં, નવમાલિકાનાં, અગરનાં, લવંગનાં, કપૂરનાં, વાસકપૂરનાં પુટો—પડિઆઓ—અનુકૂળ હવામાં ચારે બાજુ ગંધ ફેલાય એ રીતે ખુલ્લાં પડેલાં ન હોય, અથવા ત્યાં એ સુગંધી દ્રવ્યોમાંનાં ખાંડવા જેવાં દ્રવ્યો ખંડાતાં ન હોય, વેરાતાં ન હોય, એક વાસણમાંથી કાઢી બીજા વાસણમાં ભરાતાં ન હોય, એ જાતની ઉદાર, મનોજ્ઞ, મનહર અને ઘ્રાણને તથા મનને શાંતિ આપનારી સુગંધ એ ભૂભાગમાંથી ચારે બાજુ વરસ્યા કરે છે—ઝર્યા કરે છે.

પ્ર૦—શું તે સુગંધી મણિઓ, એ આપેલી ઉપમાઓ જેવા જ ખરેખર સુગંધી હતા?

ઉ૦—એ અર્થ સમર્થ નથી અર્થાત્ હે આયુષ્મન્ શ્રમણ ! એ તો માત્ર ઉપમાઓ છે; પણ તે સુગંધી મણિઓ તો તે બધી ઉપમાઓ કરતાં ક્યાંય વધારે ઇષ્ટતર, સરસ, મનોહર અને મનોજ્ઞ સુગંધવાળા હતા.

૬૦ તે મણિઓનો રંગ અને ગંધ જેવો ઉત્તમ હતો તેવો જ તેમનો સ્પર્શ પણ ઉત્તમોત્તમ હતો. કેમ જાણે ત્યાં જમીન ઉપર કોમળ ચામડું જ ન પાથર્યું હોય, રૂ જ ન ભરેલું હોય, માખણ જ ન લગાડેલું હોય, હંસગર્ભના રૂથી ભરેલી એવી તળાઈઓ જ ન પાથરેલી હોય, સરસડાંનાં ફૂલોના જાણે ઢગલા જ ન કર્યા હોય અને કોમળ કમળોનાં પાંદડાં ન વેરેલાં હોય, એવો તે મણિઓનો કોમળ-કોમળતર[૯૦] સ્પર્શ હતો.

પ્ર૦—શું કોમળ સ્પર્શવાળા તે મણિઓ એ આપેલી ઉપમાઓ જેવા જ ખરેખર કોમળ હતા ?

ઉ૦—એ અર્થ સમર્થ નથી અર્થાત્ હે આયુષ્મન્ શ્રમણ ! એ તો માત્ર ઉપમાઓ છે; પણ તે કોમળ મણિઓ તો તે બધી ઉપમાઓ કરતાં ક્યાંય વધારે ઇષ્ટતર, સરસ, મનોહર અને મનોજ્ઞ કોમળ સ્પર્શવાળા હતા.

૬૧ ત્યારપછી તે આભિયોગિક દેવોએ પૂર્વવર્ણિત દિવ્ય યાન વિમાનની અંદર બરાબર વચ્ચેના ભાગમાં એક મોટા પ્રેક્ષાગૃહમંડળની રચના કરી. એ દેવોએ એ મંડપને અનેક સ્તંભો ઉપર ઊભો કર્યો, ઉંચી વેદિકાઓ તોરણો અને સુંદર પૂતળીઓથી સુશોભિત બનાવ્યો, એમાં રમણીય ઘાટવાળાં વિમળ અને પ્રશસ્ત વૈડુર્યરત્નો જડયાં, તે

મંડપના જુદા જુદા ભાગોમાં બીજા પણ અનેક પ્રકારના મણિઓ જડી તેને વિશેષ ચળકતો બનાવ્યો, તેમાં પૂર્વોક્ત બળદ, ઘોડો, હાથી, મગર, નર, વનવેલ વગેરેનાં ચિત્રો કોર્યા-વા ચીતર્યાં, સુવર્ણમય અને રત્નમય અનેક સ્તૂપો ઊભા કર્યા, અનેક પ્રકારની પંચરંગી ઘંટડીઓ તથા પતાકાઓથી તેના શિખરને શણગાર્યું, એ મંડપ એટલો બધો ચકચકતો હતો કે જોનારને તે જાણે હલતો હોય તેવો ચપલ જણાતો, એમાંથી કિરણોની ધારા છૂટતી હોય એમ લાગતું, તેના-મંડપના-બધા ભાગો લીંપીગુંપીને ચકચકતા અને સુંવાળા કરેલા હતા, મંડપમાં બહાર અને અંદર રક્તચંદન વગેરે અનેક સુગંધી દ્રવ્યોના થાપા મારેલા હતા, જ્યાં ત્યાં ચંદનના કલશો ગોઠવેલા હતા, બારણાના ટોડલાઓ ચંદનના કલશોથી શોભાયમાન એવાં તોરણોથી સુશોભિત કરેલા હતા, જ્યાં ત્યાં લાંબી લાંબી સુગંધી માળાઓ લટકાવેલી હતી, પંચરંગી પુષ્પોના તો ઢગે ઢગ ભરેલા હતા, અગર વગેરેના પૂર્વોક્ત સુગંધી ધૂપોથી એ મંડપ મઘમઘી રહ્યો હતો, જાણે કે સુગંધોનો કોઇ ખાસ ઓરડો ન હોય? મંડપમાં ચારે તરફ વાજાઓ વાગી રહ્યાં હતાં અને અપ્સરાઓનાં ટોળે ટોળાં આમથી તેમ ફરતાં જણાતાં હતાં.

૬૨ એ આભિયોગિક દેવોએ એ પ્રેક્ષાગૃહમંડપને રમણું કર્યો એવો સુંદર, પ્રસન્નતાવર્ધક, દર્શનીય-દેખાવડો અને અનુપમ બનાવ્યો હતો. તે મંડપની અંદરની ભોંય યાન વિમાનની ભોંય જેવી તદ્દન લીસી-સરખી બનાવી હતી અને તેમાં

સુગંધી, સરસ સ્પર્શવાળા અને રંગબેરંગી મણિઓ પણ તેવાજ જડેલા હતા, જેમાં પદ્મલતાઓ ભરેલી છે એવો એક મોટો સારામાં સારો ચંદરવો તે મંડપમાં બાંધેલો હતો.

૬૩ તે મંડપના એ લીસા ભૂભાગની વચ્ચોવચ્ચ તે દેવોએ એક મોટો વજ્રમય અખાડો બનાવ્યો, એ અખાડાની વચ્ચોવચ્ચ, આઠ યોજન લાંબી પહોળી અને ચાર યોજન જાડી એવી એક મોટી સ્વચ્છ, સુંવાળી, મણિમય મણિપીઠિકા બનાવી. તે મણિપીઠિકા ઉપર એક મોટું સિંહાસન સ્થાપિત કર્યું. સિંહાસન ઉપરના ચાકળા સુવર્ણમય તાર ઝીક અને સતારાથી ઝગઝગતા હતા; સિંહો રત્નના, પાયા સોનાના, પાયાના કાંગરા અનેક પ્રકારના મણિઓના, ગાત્રો જાંબૂનદનાં, સાંધાઓ વજ્રના અને સિંહાસનનું વાણુ અનેક મણિઓથી ભરેલું હતું. વળી, તે સિંહાસનમાં ઘોડો, હાથી, મગર વગેરે પૂર્વોક્ત અનેક ચિત્રો કરેલાં હતાં. સિંહાસન આગળનું પાદપીઠ મણિમય અને રત્નમય હતું, તે પાદપીઠ ઉપરનું પગ રાખવાનું મસૂરિયું સુંવાળા અસ્તરથી ઢાંકેલું હતું અને તે મસૂરિયાની લટકતી ઝાલર કોમળ કેસરતંતુ જેવી જણાતી હતી. સિંહાસન ઉપર રજ ન પડે માટે તેને સારા શીવેલા રજસ્રાણુથી ઢાંકેલુ હતું, ચોકખા કપાસમાંથી બનેલું ચોકખું સૂતરાઉ કપડું તે રજસ્રાણ ઉપર ગોઠવેલું હતું અને તે આખા સિંહાસન ઉપર એક રાતું વસ્ત્ર ઢાંકેલું હતું: એ રીતે એ સિંહાસનને રમ્ય, સુવાળું અને સર્વ પ્રકારે પ્રાસાદિક બનાવવામાં આવ્યું હતું.

૬૪ એ સુંદર સિંહાસનના ઉપરના ભાગમાં શંખ,

કુંદ, જલબિંદુ અને સમુદ્રનાં ફીણ જેવું ધોળું, તેમાં ભરેલાં રત્નોથી ઝગમગતું, ઝીણું અને સુંદર એક મોટું વિજયદૂષ્ય બાંધેલું હતું. એ વિજયદૂષ્યની બરોબર વચ્ચોવચ્ચ એક મોટો વજ્રમય અંકુશ–વાંકો સળીયો ટાંગેલો હતો. એ સળીયામાં ઘડા[૮૧] જેવડું એક મોટું મુક્તાદામ–મોતીનું ઝૂમખું–લટકાવેલું હતું અને તે મોતીના ઝૂમખાની ચારે બાજુ અધઘડા જેવડાં બીજાં ચાર મોતીદામ પરોવેલાં હતાં. આ રીતે એ સિંહાસનના ઉપરના ભાગમાં બાંધેલા વિજયદૂષ્યમાં એક મોટું મોતીનું ઝુમ્મર શોભતું હતું. એ ઝુમ્મરનાં મોતીઓ સોનાની પાંદડીવાળાં બીજાં અનેક લંબૂસગોથી શોભતાં હતાં તેમજ અનેકવિધ મણિઓ, જાતજાતના હારો, અધહારો અને રત્નોથી ચમકતાં હતાં. હવે જ્યારે પૂર્વનો, પશ્ચિમનો, દક્ષિણનો કે ઉત્તરનો વાયુ ચાલતો ત્યારે એ મોતીઓ ધીરે ધીરે હલતાં હતાં. હલતાં હલતાં તેઓ જયારે એક બીજા સાથે અફળાતાં ત્યારે તેમાંથી કાનને મધુર લાગે તેવું અને મનને પરમ શાંતિ પમાડે તેવું ઉદાર–મનોહર ગુંજન નીકળતું હતું. એ સુંદર દિવ્ય ગુંજનથી સિંહાસનની ચારે બાજુ ગુંજાયમાન થઇ રહેતી હતી.

૬૫ તે સિંહાસનની આસપાસ વાયવ્ય ખૂણામાં, ઉત્તરમાં અને ઈશાન ખૂણામાં સૂર્યાભદેવના ચાર હજાર સામાનિક દેવોને બેસવા માટે એક એક હજાર–કુલ ચાર હજાર બીજાં સુંદર ભદ્રાસનો એ આભિયોગિક દેવોએ માંડી દીધાં. સૂર્યાભદેવની ચાર પટ્ટરાણીઓ અને તેના પરિવારને બેસવા માટે

પૂર્વના ભાગમાં ચાર હજાર ભદ્રાસનો ગોઠવાઈ ગયાં. સૂર્યાભદેવની [૮૨]અંતરંગ સભાના આઠ હજાર સભ્યોને બેસવા માટે અગ્નિખૂણામાં આઠ હજાર ભદ્રાસનો નંખાઈ ગયાં. એજ પ્રમાણે વચલી સભાના દસ હજાર સભ્યોને બેસવા સારૂ દસ હજાર ભદ્રાસનો દક્ષિણના ભાગમાં, બાહ્ય સભાના બાર હજાર સભ્યોને માટે બાર હજાર ભદ્રાસનો નૈઋત્ય ખૂણામાં અને સાત સેનાપતિઓને સારૂ સાત ભદ્રાસનો પશ્ચિમના ભાગમાં હારબંધ નાખવામાં આવ્યાં.

૬૬ આ ઉપરાંત સૂર્યાભદેવની ચોકી કરનારા અંગરક્ષક દેવો માટે એ સિંહાસનની ચારે બાજુ અર્થાત્ પૂર્વમાં ચાર હજાર, દક્ષિણમાં ચાર હજાર, પશ્ચિમમાં ચાર હજાર અને ઉત્તરમાં ચાર હજાર એમ કુલ બીજાં સોળ હજાર ભદ્રાસનો ગોઠવવામાં આવ્યાં.

૬૭ હવે આ રીતે તે યાન વિમાન પૂર્ણપણે તૈયાર થઇ ગયુ. જેમ તાજો ઉગેલો હેમંત ઋતુનો બાળસૂર્ય, અંધારી રાતે સળગાવેલી ખેરના અંગારા, જપાકુસુમનું વન, કેસુડાંનું વન વા પારિજાતકનું વન રાતું ચોળ જેવું લાગે તેમ તે દિવ્ય યાન વિમાન રાતુ ચોળ ચકચકતું હતું.

પ્ર૦—શું તે યાન વિમાન, એને બાળસૂર્ય વગેરેની આપેલી ઉપમાઓ જેવું જ ખરેખર લાલચોળ હતું ?

ઉ૦—એ અર્થ સમર્થ નથી અર્થાત્ હે આયુષ્મન્ શ્રમણ ! એ તો માત્ર ઉપમાઓ છે; પણ તે યાન વિમાન તો એ બધી ઉપમાઓ કરતાં ક્યાંય વધારે ઇષ્ટતર, સરસ, મનોહર અને મનોજ્ઞ લાલ વર્ણવાળું હતું. તેનો ગંધ અને

સ્પર્શ પણ પૂર્વોક્ત મણિઓની પેઠે ઘણો સુગંધી અને અતિશય સુંવાળો હતો.

૬૮ એ આભિયોગિક દેવોએ પોતાના સ્વામી સૂર્યાભદેવની આજ્ઞા પ્રમાણે પૂર્વે વર્ણવેલું એવું સુંદર દિવ્ય યાન વિમાન સજધજ કર્યું અને એની પૂર્ણાહુતિના સમાચાર તેમણે વિનયપૂર્વક સૂર્યાભદેવને જણાવી તેની આજ્ઞા તેને પાછી સોંપી.

૬૯ પોતાની ધારણા પ્રમાણે એ દિવ્ય યાન વિમાનની તૈયારીના સમાચાર જાણી સૂર્યાભદેવને આનંદ થયો. હવે તેણે પોતાના રૂપને જિનેંદ્ર પાસે જવા જેવું યોગ્ય કર્યું. મોટા પરિવારવાળી પોતાની ચાર પટ્ટરાણી અને ગાંધર્વોનું તથા નાટકકારો–નાટકીયાઓનું મોટું લશ્કર એ બધા સાથે એ સૂર્યાભદેવે તે દિવ્ય યાન વિમાનની પ્રદક્ષિણા[૮૩] કરી અને પછી પૂર્વ દિશાના સોપાનદ્વારા તે, એ યાન વિમાન ઉપર ચડી તેમાં ગોઠવેલા મુખ્ય સિંહાસન ઉપર પૂર્વાભિમુખ થઇને બેઠો. પછી તેના ચાર હજાર સામાનિક દેવો, એ યાન વિમાનની પ્રદક્ષિણા કરી ઉત્તર દિશાના સોપાનદ્વારા એના ઉપર ચડ્યા અને પૂર્વે ગોઠવેલાં પોતપોતાનાં આસનો ઉપર બેઠા. તથા બીજા દેવો અને દેવીઓ પણ યાન વિમાનની પ્રદક્ષિણાપૂર્વક દક્ષિણ દિશાના સોપાનદ્વારા વિમાન ઉપર ચડી પોતપોતાનાં જુદાં જુદાં આસનો ઉપર ગોઠવાઇ ગયાં.

૭૦ એ યાન વિમાનની સવારીમાં સૌથી પ્રથમ આગળ આઠમંગળ–આઠ મંગળ–અનુક્રમે ગોઠવાએલાં હતાં. તેમાં પહેલો સ્વસ્તિક, બીજો શ્રીવત્સ, ત્રીજો નંદાવર્ત, ચોથું વર્ધ-

માનક, પાંચમું ભદ્રાસન, છઠ્ઠો કળશ, સાતમું મત્સ્યયુગલ અને આઠમું દર્પણ—એવી ગોઠવણી હતી. ત્યારપછી પૂર્ણ કલશ, ભૃંગાર, દિવ્ય છત્ર અને ચામરો ચાલતાં હતાં. આ સાથે ગગનતલનો સ્પર્શ કરતી, અતિશય સુંદર અને વાયુથી ફરફરતી એક મોટી ઉંચી વિજયવૈજયંતી નામની પતાકા ચાલતી હતી. ત્યારપછી વૈડુર્યના ચકચકતા દાંડાવાળું, માળાઓથી સુશોભિત, ચંદ્ર જેવું ઉજ્જવળ—ધોળું ઉંચું છત્ર ચાલતું હતું. પછી જેના ઉપર પાવડીઓની સુંદર જોડી અને પાદપીઠ મૂકેલાં છે એવું, મણિ અને રત્નની કારીગરીથી આશ્ચર્ય પમાડનારું ઉત્તમ સિંહાસન અનેક દાસ દેવોના ખભા ઉપર ચાલતું હતું. ત્યારબાદ વજ્રમાંથી બનાવેલો, ચકચકતો, ઘસીને સુંવાળો કરેલો, ગોળ આકારવાળો, પચરંગી નાની નાની હજારો ધજાઓથી શોભતો, છત્રાકારે ગોઠવાએલી વિજયવૈજયંતી પતાકાથી યુક્ત, અતિશય ઉંચો—હજાર યોજન ઉંચો માટેજ આકાશને અડકતો મોટામાં મોટો ઇંદ્રધ્વજ ચાલતો હતો. એની પછવાડે સુંદર વેષભૂષાવાળા, સજધજ થએલા, સર્વ પ્રકારના અલંકારોથી વિશેષ દેખાવડા લાગતા પાંચ સેનાધિપતિઓ તેમના મોટા સુભટસમુદાય સાથે બેઠેલા હતા. એમની પાછળ પોતપોતાનાં ટોળાં સાથે, પોતપોતાના નેજા[૮૪] સાથે, પોતપોતાની વિશિષ્ટ વેષભૂષા સાથે એ આભિયોગિક દેવો અને તેમની દેવીઓ ગોઠવાએલી હતી. ત્યારબાદ—છેક છેલ્લે—તે સૂર્યાભવિમાનમાં રહેનારાં બીજા દેવો અને દેવીઓ પોતપોતાની સર્વ પ્રકારની ઋદ્ધિ સિદ્ધિ, દ્યુતિ, બળ, વેષભુષા અને પરિવાર સાથે એ

યાન વિમાનની સવારીમાં જોડાએલાં હતાં: આ રીતે વિમાનના સ્વામી સૂર્યાભદેવની આગળ પાછળ અને બન્ને બાજુએ અનેક દેવ દેવીઓ ગોઠવાએલાં હતાં અને એ યાન વિમાન એ બધાંને ઉપાડી વેગબંધ ગાજતું ગતિ કરતું હતું.

૭૧ એ રીતે સજધજ થએલો સૂર્યાભદેવ, પોતાના એ દિવ્ય ઠાઠમાઠને બતાવતો બતાવતો સૌધર્મકલ્પની વચ્ચે થઇને નીકળ્યો, અને સૌધર્મકલ્પથી ઉત્તરમાં આવેલા નીચે આવવાના–[૮૫]નિર્યાણમાર્ગ તરફ તેણે પોતાના એ યાન વિમાનને હંકાર્યું. તે, એ નિર્યાણમાર્ગને પહોંચતાં લાખ યોજનની વેગવાળી[૮૬] ગતિથી ઝપાટાબંધ ભારતવર્ષ તરફ આવવા લાગ્યો. આ તરફ આવતાં આવતાં તેને અસંખ્ય દ્વીપો અને સમુદ્રો ઉલ્લઘવા પડ્યા. એ રીતે વેગબંધ ગતિ કરતો એ સૂર્યાભદેવ નંદીશ્વર દ્વીપ[૮૭] સુધી આવી પહોંચ્યો અને ત્યાં અગ્નિકોણમાં આવેલા રતિકર પર્વત પાસે આવી લાગ્યો. આ રતિકર પર્વત પાસે આવીને એ સૂર્યાભદેવે પૂર્વે વર્ણવેલી પોતાની દેવમાયા સંકેલી લીધી અને જંબૂદ્વીપના ભારતવર્ષમાં પહોંચવા જેવી સાધારણ વ્યવસ્થા કરી લીધી. હવે તે, રતિકર પર્વતથી જંબૂદ્વીપ ભણી આવવાના માર્ગે પોતાના યાન વિમાનને હંકારવા લાગ્યો અને તુરતમાંજ ભારતવર્ષમાં પહોંચ્યો. ત્યાં પહોંચી તેણે આમલકપ્પાનો રસ્તો લીધો અને ઝપાટામાંજ આમલકપ્પાના અંબસાલવણ-ચૈત્યમાં જ્યાં શ્રમણ ભગવાન મહાવીર ઊતર્યા છે ત્યાં આવી લાગ્યો. ત્યાં આવતાંજ તેણે એ દિવ્ય યાન વિમાન સાથે શ્રમણ ભગવાન મહાવીરની ત્રણ પ્રદક્ષિણા કરી અને

ભગવાનથી ઉત્તર પૂર્વના ભાગમાં-ઈશાન ખૂણામાં તેણે એ યાનવિમાનને ધરતીથી ચાર આંગળ અધર રાખી ઊભું રાખ્યું.

૭૨ મોટા પરિવારવાળી પોતાની ચાર પટ્ટરાણીઓ, ગાંધર્વોનું અને નાટકીયાઓનું ટોળું એ બધા સાથે એ સૂર્યાભદેવ એ યાન વિમાન ઉપરથી ઊતરી નીચે આવ્યો. ત્યારબાદ સૂર્યાભદેવના ચાર હજાર સામાનિક દેવો અને એ યાન વિમાનમાં આવેલા બીજા બધા દેવો અને દેવીઓ ક્રમશઃ નીચે આવ્યાં. એવા મોટા પરિવારથી વીંટાએલો સૂર્યાભદેવ, પોતાની સર્વ પ્રકારની દિવ્ય ઋદ્ધિ સાથે, દેવ-વાદ્યોના મધુર ઘોષ સાથે ચાલતો ચાલતો શ્રમણ ભગવાન મહાવીર તરફ આવ્યો, ત્રણ પ્રદક્ષિણા કરી, વાંદી, નમી તેમને વિનયનમ્ર રીતે કહેવા લાગ્યો:

૭૩ “હે ભગવન્! હું સૂર્યાભદેવ મારા સકલ પરિવાર સમેત, આપ દેવાનુપ્રિયને વંદન કરું છું, નમન કરું છું અને આપની પર્યુપાસના કરું છું.”

૭૪ “હે સૂર્યાભ!” એમ કહી શ્રમણ ભગવાન મહાવીરે સૂર્યાભદેવને આ પ્રમાણે કહ્યું: “હે સૂર્યાભ! એ પુરાતન છે, હે સૂર્યાભ! એ [૮૮]જીત છે, હે સૂર્યાભ! એ કૃત્ય છે, હે સૂર્યાભ! એ કરણીય છે, હે સૂર્યાભ! એ આચરાએલું છે અને હે સૂર્યાભ! એ સમત થએલું છે કે ‘ભવનપતિના, વાનવ્યંતરના, જ્યોતિષિકના અને વૈમાનિક વર્ગના દેવો અરહંત ભગવંતોને વાંદે છે, નમે છે, અને પછી પોતપોતાનાં નામ ગોત્રો કહે છે,’ તો હે સૂર્યાભદેવ! તું જે કરે છે તે પુરાતન છે અને સંમત થએલું છે.”

૭૫ શ્રમણ ભગવાન મહાવીરનું કથન સાંભળી સૂર્યાભદેવ બહુ હર્ષિત થયો, પ્રફુલ્લ થયો અને ઘણોજ સંતુષ્ટ થયો; પછી તેમને વાંદી નમી તેમનાથી બહુ નજીક નહિ, તેમ બહુ દૂર નહિ, એવી રીતે બેસી તે સૂર્યાભદેવ તેમની શુશ્રૂષા કરતો સામો રહી વિનયપૂર્વક હાથ જોડી શ્રમણ ભગવાન મહાવીરની પર્યુપાસના કરવા લાગ્યો.

૭૬ તે વખતે શ્રમણ ભગવાન મહાવીરે પોતાના દર્શનાર્થે આવેલા સૂર્યાભદેવને, આમલકપ્પાના રાજા રાણીને તથા આમલકપ્પામાંથી આવેલી મોટી જનસભાને ધર્મદેશના સંભળાવી. દેશના સાંભળી જનતા તો પોતપોતાને ઠેકાણે ચાલી ગઇ.

૭૭ દેશના સાંભળીને પ્રસાદ પામેલા અને આલ્હાદિત હૃદયવાળા સૂર્યાભદેવે ઊભા થઈને પ્રણામપૂર્વક શ્રમણ ભગવાન મહાવીરને આ પ્રમાણે ^૮૯^પૂછ્યું :

પ્ર૦—હે ભગવન્! શું સૂર્યાભદેવ ભવસિદ્ધિક–ભવ્ય છે કે અભવસિદ્ધિક–અભવ્ય છે? સમ્યગ્દષ્ટિવાળો છે કે મિથ્યા દૃષ્ટિવાળો છે? સંસારમાં પરિમિતપણે ભમનારો છે કે અનંત કાળ સુધી ભમનારો છે? બોધિની પ્રાપ્તિ થવી તેને સારુ સુલભ છે કે દુર્લભ છે? શું તે આરાધક છે કે વિરાધક છે? તે ચરમ શરીરી છે કે અચરમ શરીરી છે?

'હે સૂર્યાભ!' એમ કહીને શ્રમણ ભગવાન મહાવીરે તેને નીચે પ્રમાણે ઉત્તર આપ્યો:

ઉ૦—હે સૂર્યાભ! તું ભવ્ય છો, સમ્યગ્દૃષ્ટિવાળો છો, સંસારમાં પરિમિતપણે ભમનારો છો, તને બોધિની

પ્રાપ્તિ થવી સુલભ છે, તું આરાધક છો અને તું ચરમ શરીરી છો.

૭૮ ભગવાને આપેલો ઉત્તર સાંભળીને સૂર્યાભદેવનું ચિત્ત આનંદિત થયું અને પરમ સૌમનસ્યયુક્ત થયું. ભગવાનનો ઉત્તર સાંભળ્યા પછી એ સૂર્યાભદેવે ભગવાનને વાંદી નમી આ પ્રમાણે વિનંતી કરી: “હે ભગવન્! તમે બધું જાણો છો અને જુઓ છો, જ્યાં જ્યાં જે છે તે બધું તમે જાણો છો અને જુઓ છો, સર્વ કાળના બનાવોને જાણો છો અને જુઓ છો, સર્વ ભાવોને તમે જાણો છો અને જુઓ છો; મારી દિવ્ય ઋદ્ધિસિદ્ધિને, મેં પ્રાપ્ત કરેલી દિવ્ય દેવદ્યુતિને અને દિવ્ય દેવાનુભાવને પણ પહેલાં અને પછી તમે જાણો છો અને જુઓ છો; તો હે ભગવન્! આપ દેવાનુપ્રિય તરફની મારી ભક્તિને લીધે હું એવી ઇચ્છા કરું છું કે મારી દિવ્ય ઋદ્ધિસિદ્ધિ, દિવ્ય દેવદ્યુતિ અને દિવ્ય દેવપ્રભાવ તથા બત્રીશ પ્રકારની દિવ્ય નાટ્યકળા આ ગૌતમ વગેરે શ્રમણનિર્ગ્રંથોને દેખાડું.[૯૦]”

૭૯ શ્રમણ ભગવાન મહાવીરે સૂર્યાભદેવની ઉપર્યુક્ત વિનંતીને આદર[૯૧] ન આપ્યો, અનુમતિ ન આપી અને તે તરફ મૌન રાખ્યું. ત્યારપછી બીજીવાર, ત્રીજીવાર પણ સૂર્યાભદેવે એવીજ વિનંતી કરી અને તેના ઉત્તરમાં ભગવાન મહાવીરે તેનો આદર ન કરતા માત્ર મૌન જ ધરી રાખ્યુ. છેવટે તે સૂર્યાભદેવ, શ્રમણ ભગવાન મહાવીરને ત્રણ પ્રદક્ષિણા દઇ, વાંદી નમી ઉત્તર પૂર્વની દિશા તરફ ગયો. ઇશાન ખૂણામાં જઇ તેણે વૈક્રિયસમુદ્‌ઘાત કર્યો, તે દ્વારા

આવતી કાલે પ્રભાતનો પહોર થતાંજ મારા બધા પરિવાર સાથે અહીં આવી આપને વંદન નમન કરી મેં કરેલા આ અવિનયની વિનયપૂર્વક વારંવાર માફી માગું.

આમ કહી રાજા પએસી પોતાને સ્થાને પહોંચી ગયો અને સવાર થતાં જ એ રાજા રાજા કોણિકની પેઠે મોટા આડંબર સાથે પાંચ [૧૫૧]અભિગમપૂર્વક કેશી શ્રમણ પાસે આવ્યો અને તેમને વાંદી નમી પોતાના અવિનય સંબંધી વિશેષ નમ્રતાપૂર્વક ક્ષમા માગી.

કેશી શ્રમણે એ રાજા પએસીને તેની રાણી સૂર્યકાંતાને તથા તેની સાથેની મોટી સભાને ધર્મદેશના કહી સંભળાવી.

૨૪૮ ધર્મદેશના સાંભળી પોતાને સ્થાને જવાની ત્વરાવાળા રાજાને કેશી કુમારે કહ્યું:–

હે પએસી! વનખંડ, નૃત્યશાળા, શેરડીનો વાઢ અને ખોળનો વાડો પહેલાં પહેલાં તો રમણીય લાગે છે પણ પછી અરમણીય થઇ જાય છે, તેમ તું પહેલાં રમણીય[૧૫૨] થઈ પછી અરમણીય ન થતો.

પએસી બોલ્યો:–

હે ભંતે! વનખંડ, નૃત્યશાળા, શેરડીનો વાઢ અને ખોળનો વાડો એ પહેલાં પહેલાં તો રમણીય લાગે છે અને પછી અરમણીય થઈ જાય છે, તે વળી કેમ?

કેશી બોલ્યા:–

પએસી! સાંભળ. વનખંડ જ્યાંસુધી પત્રવાળો ફૂલવાળો ફળવાળો અને ઘટાદાર છાયાવાળો લીલોછમ હોય છે ત્યાંસુધી

રમણીય લાગે છે અને જ્યારે તેનાં પાંદડાં ખરી પડે છે, ફૂલો કરમાઇ જાય છે, ફળો નથી હોતાં, તેમ તે સૂકો ખંખ થઇ જાય છે, ત્યારે બીહામણો લાગે છે.

નૃત્યશાળામાં જ્યારે નાચ ચાલતો હોય, ગાણું ગવાતાં હોય, વાજા' વાગતાં હોય અને લોકો હસતા રમતા હોય ત્યારે તે રમણીય લાગે છે અને જ્યારે નાચ બંધ હોય, ગાણું ન ચાલતાં હોય, વાજા' ન વાગતાં હોય અને તેમાં એક પણ માણુસ ન ફરકતું હોય, ત્યારે તે સૂનકાર સ્થાન જેવી બીહામણી જણાય છે

શેરડીના વાઢમાં ચિચોડા ચાલતા હોય, શેરડી પીલાતી હોય, લોકો તેનો રસ પીતા હોય, કોઈ તેને લેતા હોય વા દેતા હોય, ત્યારે તે વાઢ ભર્યો ભર્યો–રમણીય લાગે છે, પણ જ્યારે તેમાં ચિચોડા બંધ હોય, શેરડી ન પીલાતી હોય, એક ચકલું ય ન ફરકતું હોય, ત્યારે તે ખાવા ધાય છે–અળખામણો દીસે છે.

ખોળના વાડામાં જ્યારે ઘાણીઓ ચાલતી હોય, તલ પીલાતા હોય, લોકો ભેગા થઇને સાની ખાતા હોય, એક બીજા પરસ્પર સાનીને લેતા દેતા હોય, ત્યારે તે રમણીય જણાય છે, પણ જ્યારે ઘાણીઓ જ બંધ હોય, કોઇની અવરજવર ન હોય, ત્યારે તે અરમણીય ભાસે છે. તેમ હે પએસી! તું પહેલાં રમણીય થઇને પછી પાછળથી અરમણીય ન થતો.

૨૪૯ રાજા પએસી બોલ્યો:–

હે ભંતે ! તમે જણાવેલાં ઉદાહરણોની પેઠે હું પહેલાં રમણીય થઇ પછી અરમણીય નહિ થઉં. મેં તો એવો વિચાર કર્યો છે કે હાલ મારા તાબામાં સેયવિયા પ્રમુખ જે સાત હજાર ગામો છે તેના ચાર ભાગ પાડું: એક ભાગ રાજ્યની વ્યવસ્થા અને રક્ષણ માટે બલવાહનને સોંપું, એક ભાગ કોઠાર માટે રાખું, એક ભાગ અંતઃપુરની રક્ષા તથા નિર્વાહ માટે દઉં અને એક ભાગની પેદાશમાંથી એક મોટી કૂટાગારશાળા બનાવું, તેમાં અનેક પુરુષોને પગારદાર, પેટવડિયે કે ભાડે રોકી ખાનપાન ખાદિમ સ્વાદિમ તૈયાર કરાવું અને એ બધું અનેક શ્રમણ, બ્રાહ્મણ, ભિક્ષુ તથા પ્રવાસી વટેમાર્ગુઓ વગેરેમાં વહેંચાવું, તથા હું શીલવ્રત, ગુણવ્રત, વિરમણ, પ્રત્યાખ્યાન અને પોષધોપવાસદ્વારા જીવનયાપન કરતો રહું. હે ભંતે ! મારી આ ધારણા છે.

એમ કહી તે રાજા પોતાના પરિવાર સાથે કેશી મુનિને વાંદી નમી પોતાને સ્થાનકે ચાલ્યો ગયો.

નગરીમાં આવી રાજાએ જે ધારણા કેશી મુનિને નિવેદી હતી, તે પ્રમાણે બધી વ્યવસ્થા કરી દીધી અને પોતે પણ તે રીતે આચરવા લાગ્યો.

૨૫૦ હવે તો રાજા પએસી શ્રમણોપાસક થયો, જીવ અજીવ વગેરે તત્ત્વોનું તેને ભાન થયું, એ પ્રવૃત્તિ સર્વની જેમ ઓછી બને અને સંવરમાં જેમ અધિક રહેવાય તેમ તે વર્તવા લાગ્યો, એટલે રાજ્ય, રાષ્ટ્ર, બળ, વાહન, ભંડાર, કોઠાર, ગામ નગર અને અંતઃપુર તરફ તેનું ધ્યાન આપોઆપ ઓછું રહેવા લાગ્યું.

૨૫૧ જ્યારથી રાજા પએસીનું ધ્યાન રાજ્યકારભાર અને વિષયોપભોગો તરફ ઓછું રહેવા લાગ્યું–ઓસરવા લાગ્યું, ત્યારથી તેની રસીલી રાણી સૂર્યકાંતાને એવો વિચાર થયો કે હવે કોઈ શસ્ત્રપ્રયોગ, અગ્નિપ્રયોગ, મંત્રપ્રયોગ કે વિષપ્રયોગદ્વારા રાજા પએસીને ઠેકાણે કરવો જોઈએ, રાજકુમાર સૂર્યકાંતનો રાજ્યાભિષેક કરવો જોઇએ અને મારે વિવિધ વિષયોપભોગોમાં રસ લેતાં લેતાં રાજ્યશ્રીને સંભાળતા રહેવું જોઇએ.

તેણીએ આ પોતાનો સંકલ્પ રાજકુમાર સૂર્યકાંતને સૂચવ્યો અને રાજાને મારી નાખી તેને રાજ્યસિંહાસન આપવાનું જણાવ્યું.

રાજકુમાર સૂર્યકાંત પોતાની માતાના તેવા ક્રૂર વિચારમાં સંમત ન થયો અને તે બાબત કશો ઉત્તર ન આપતાં મૌન જ રહ્યો.

પોતાના એ વિચારમાં રાજકુમારની અસંમતિ જાણી તેણીને એમ થયું કે રખેને રાજકુમાર તેના આ રહસ્યનો ભેદ ફોડી નાખે અને રાજાને બધું કહી દે.

આમ વિચારી તેણી રાજા પએસીને મારવાનો લાગ શોધવા લાગી, તેનાં છિદ્રો જોવા લાગી અને હવે તેને શીઘ્ર મારી નાખવાની બાબતમાં સાવધાન રહેવા લાગી.

૨૫૨ એકવાર લાગ મળતાં જ તેણીએ રાજા પએસીના ખાનપાનમાં, તેને પહેરવાનાં વસ્ત્રોમાં, સુંઘવાની માળાઓમાં અને તેના શણગારનાં ઘરેણાંઓમાં [૧૫૩]વિષ ભેળવ્યું.

નાહી ધોઈ બલિકર્મ કરી જેવો રાજા રસવતી શાળામાં

જમવા આવ્યો, તેવું જ તેને તેણીએ એ વિષમય ભોજન પીરસ્યું, વિષમય વસ્રો પહેરાવ્યાં, વિષયમય માળાઓ આપી અને વિષમય શણગાર સજાવ્યો.

એમ થતાં રાજા પએસીના શરીરમાં તીવ્ર વસમી વેદના ઊપજી અને વિષમ પિત્તજ્વરનું જોર વ્યાપતાં, નહિ સહી શકાય તેવી ભારે બળતરા થવા લાગી.

૨૫૩ રાજા તો સમજી ગયો કે પોતે રાણીના કાવતરાથી ઠગાયો છે, છતાં તેણે રાણી ઉપર લેશ પણ [૧૫૪]રોષ ન આણતાં પાધરો પોષધશાળા તરફ જવાનો મનસુબો કર્યો. ત્યાં જઇ તેને પૂંજી પ્રમાર્જી તથા શૌચની અને લઘુશંકાની જગ્યાને તપાસી પછી તે પૂર્વાભિમુખ થઇ ડાભના સંથારામાં પલ્યંકાસને સ્થિર બેઠો અને હાથ જોડી માથું નમાવી આ પ્રમાણે બોલ્યો:

અરહંત ભગવંતોને નમસ્કાર.

મારા ધર્માચાર્ય અને ધર્મોપદેશક કેશી કુમારશ્રમણને નમસ્કાર. અહીં રહી તેમને વંદન કરતા મને ભગવંત કેશી કુમારજી જુઓ, હું તેમને વારંવાર વાંદું છું-નમું છું.

મેં પહેલાં એ મારા ધર્માચાર્ય પાસેથી સ્થૂલ પ્રાણાતિપાત વગેરેના ત્યાગથી પ્રતિજ્ઞાઓ લીધી હતી અને હમણાં પણ તેમની જ સાક્ષીમાં સર્વ પ્રકારના પ્રાણાતિપાત વગેરેના ત્યાગનો નિયમ લઉં છું, ક્રોધ માન માયા અને લોભ વગેરે કષાયો છોડી દઉં છું, નહિ કરવા જેવું બધું કાર્ય તજી દઉં છું અને જીવતાંસુધી ચારે પ્રકારના આહારનો પણ પરિત્યાગ કરું છું.

વળી, આ શરીર જે મને અત્યંત વહાલું છે તેને પણ છેલ્લા શ્વાસોચ્છ્વાસ ચાલતાં સુધી વોસરાવી દઉં છું.

૨૫૪ એમ કરીને તે રાજાએ પોતાના સારાં નરસાં બધાં કાર્યોની આલોચના કરી, પ્રતિક્રમણ કરી અને તેણે કાલમાસે મરણ આવતાં સમાધિપૂર્વક કાળ કરી સૌધર્મકલ્પના સૂર્યાભવિમાનમાં સૂર્યાભદેવરૂપે અવતાર મેળવ્યો. તે ત્યાં હમણાં તાજો ઉત્પન્ન થએલો સૂર્યાભદેવ પાંચ પ્રકારની પર્યાપ્તિઓદ્વારા શરીરાદિકની પૂર્ણતા મેળવે છે, તો હે ગૌતમ! આ સૂર્યાભદેવે એ દિવ્ય દેવઋદ્ધિ, દિવ્ય દેવશક્તિ અને દિવ્ય દેવપ્રભાવ એ રીતે મેળવેલાં છે.

૨૫૫ હે ભગવન્ ! સૂર્યાભદેવની જીવનસ્થિતિ આયુષ્યમર્યાદા કેટલા કાળસુધીની જણાવેલી છે?[૧૫૫]

હે ગૌતમ! તેની આયુષ્યમર્યાદા ચાર પલ્યોપમની કહેલી છે.

હે ભગવન્! તે સૂર્યાભદેવ આયુષ્ય પૂરું થતાં ત્યાંથી ક્યાં જવાનો–ક્યાં જન્મ લેવાનો?

હે ગૌતમ! સૂર્યાભદેવ, તેનો દેવત્વકાળ પૂરો થતાં મહાવિદેહવર્ષમાં જન્મ લેવાનો. મહાવિદેહવર્ષમાં જે કુળો આઢ્ય છે, દીપ્ત છે, લેવડદેવડના વ્યાપારમાં કુશળ છે, જેમની પાસે ભવન, શયન, આસન, યાન, વાહન, ધન, સોનું અને રૂપું વિશેષ છે, ખાનપાનની સગવડ અધિકાધિક છે, દાસદાસીઓ ગાય અને ઘેટાં ઘણાં છે, એવા પ્રસિદ્ધ અને કોઈથી પરાભવ ન પામનારાં કુળોમાં તે સૂર્યાભદેવ પુત્રપણે અવતરશે.

**૨૫૬** એ પુત્રપણે ગર્ભમાં આવતાં જ તેનાં માતાપિતાની ધર્મમાં દૃઢતા થશે.

પૂરા નવ માસ અને સાડા સાત દિવસ જતાં તે બાળકનો ત્યાં જન્મ થશે.

જન્મ થયા પછી પહેલે દિવસે તેનાં માતાપિતા બાળકના જન્મનો ઉત્સવ કરશે, ત્રીજે દિવસે [૧૫૬]સૂર્યચંદ્રનાં દર્શન કરશે, છઠ્ઠે દિવસે ધર્મજાગરણ ઊજવશે, એમ અગ્યાર દિવસ વીતી જતાં અને બારમો દિવસ આવતાં બાળકના જન્મનું સૂતક કાઢી નાખશે અર્થાત્ તેનાં માતાપિતા ચોકખાં થશે, પછી બધે લીંપણગુંપણ કરી ભોજનની વિપુલ સામગ્રી તૈયાર કરાવશે અને પોતાનાં સગાં સંબંધી મિત્ર જ્ઞાતિજન સ્વજન પરિજન વગેરેને આમંત્રી ન્હાઈ ધોઈ બલિકર્મ કરી બધાં સાથે બેસીને ભોજનમંડપમાં ભોજન કરશે.

પછી તે પુત્રનાં માતાપિતા, વસ્ત્ર ગંધ માલા અને અલંકારવડે આમંત્રિત જનોનો સત્કાર કરશે, સન્માન કરશે અને તેઓની સમક્ષ એમ કહેશે કે આ બાળક તેની માતાની કુક્ષિમાં આવ્યો ત્યારથી અમે ધર્મમાં દૃઢ પ્રતિજ્ઞાવાળાં થયાં છીએ, માટે અમે તેનું 'દૃઢપ્રતિજ્ઞ' એવું યથાર્થ નામ પાડીશું.

એ પ્રકારે નામસંસ્કાર થયા બાદ સમય આવતાં બાળકનાં માતાપિતા તેના પ્રજેમનક પ્રતિવર્ધાપનક પ્રચંક્રમણ કર્ણવેધ સંવત્સરપ્રતિલેખ અને ચૂલોપનયન વગેરે બધા સંસ્કારો કરશે.

તેઓ પોતાના પુત્રના લાલનપાલન માટે પાંચ ધાત્રીઓની યોજના કરશેઃ એક બાળકને ધવરાવનારી, બીજી ન્હવરાવનારી, ત્રીજી શણગારનારી, ચોથી ખોળામાં લઇ ફરનારી અને પાંચમી રમાડનારી.

એ ઉપરાંત ત્યાં ઘરકામ માટે રોકવામાં આવેલી, પોતપોતાના દેશનો પોષાક પહેરનારી, ઇંગિત ચિંતિત અને પ્રાર્થિતને સમજનારી, એવી દેશવિદેશની બીજી પણ અનેક કુશળ દાસીઓ[૧૫૭] દ્વારા અને અંતઃપુરના રક્ષણ માટે યોજાએલા વર્ષધરો[૧૫૮] કંચુકીઓ તથા મહત્તરો દ્વારા એ બાળકનું ઘણી સારી રીતે લાલનપાલન થશે; કોઈ તે બાળકને હાથોહાથ ફેરવશે, કોઇ તેની પાસે નાચશે, કોઈ તેનાં ગીત ગાશે, કોઈ તેને બચી લેશે, એ પ્રકારે અનેક રીતે લાલિત પાલિત થતો તે બાળક ચંપાના છોડની જેમ સુખે સુખે દિનદિન વૃદ્ધિ પામશે.

૨૫૭ પુત્રને નવમું વરસ બેસતાં તેનાં માતાપિતા, ન્હવરાવી બલિકર્મ કરાવી સારી રીતે શણગારી શુભ મુહૂર્તમાં મોટા ઉત્સવ સાથે કલાચાર્ય પાસે કલાઓ શીખવા મોકલશે.

કલાચાર્ય બહોતેર કળાઓને[૧૫૯] પ્રયોગ સાથે શીખવાડી માતાપિતા પાસે તે પુત્રનું ઉપનયન કરશે.

દૃઢપ્રતિજ્ઞનો કલાઓ સંબંધી અભ્યાસ જોઇ માતાપિતા કલાચાર્ય ઉપર ખુશ થશે અને વિશિષ્ટ ખાનપાન વસ્ત્ર ગંધ માલા અલંકારોવડે કલાચાર્યનો સત્કાર કરશે તથા જીવનપર્યંત ચાલે તેવું વિપુલ પ્રીતિદાન દઇ તેમને વિસર્જિત કરશે.

બહોંતેર કલાનિપુણ, અઢાર [૧૬૦]દેશીભાષાવિશારદ, ગીતનૃત્યરસિક, નાટયકળાકોવિદ, એવો દૃઢપ્રતિજ્ઞ યૌવનમાં આવતાં તેનાં માતાપિતા તેને ભોગસમર્થ જાણી એમ કહેશે કે, હે ચિરંજીવ! તું યુવાન થયો છે માટે હવે તું કામ-ભોગોની આ વિપુલ સામગ્રીને ભોગવ.

દૃઢપ્રતિજ્ઞ પોતાનાં માતાપિતાને વિનયપૂર્વક જણા-વશે કે, હે માતાપિતા! ભોગોની એ સામગ્રીમાં મને જરાય રસ નથી, અર્થાત્ તે એ ભોગસામગ્રીથી લલચાશે નહિ, ખેંચાશે નહિ, તેમ તેમાં લેશ પણ આસક્તિ રાખશે નહિ.

જેમ કમળ પંકમાં પેદા થાય છે અને પાણીથી વધે છે, છતાં પંક કે પાણીથી લેપાતું નથી, તેમ કામોમાં પેદા થએલો અને ભોગોમાં વધેલો એ દૃઢપ્રતિજ્ઞ તે કામભોગોથી જરા પણ લેપાશે નહિ.

પણ તથારૂપ ઉત્તમ સ્થવિરો પાસેથી બોધિજ્ઞાનને મેળવશે અને અગારને ત્યજી મુંડ થઈ અનગાર ધર્મનો સ્વીકાર કરશે.

૨૫૮ પછી તો તે પૂર્ણ અહિંસા સત્ય ત્યાગ તપ અને સદ્દર્શનના તેજથી ચમકશે અને છેવટે ઉત્તમોત્તમ જ્ઞાન દર્શન ચારિત્ર આર્જવ માર્દવ લઘુતા ક્ષમા નિર્લોભતા વગેરે ગુણોથી અધિકાધિક દીપતો તે, અનુત્તર અનંત નિરાવરણ નિર્વ્યાઘાત એવા કેવળજ્ઞાન અને કેવળ-દર્શનને પામશે.

હવે તો તે દૃઢપ્રતિજ્ઞ અર્હન્ જિન ભગવાન કેવળી કહેવાશે અને જેમાં દેવો મનુષ્યો તથા અસુરો રહે છે એવા

સમસ્ત લોકના પર્યાયને જાણશે, અર્થાત્ તે, પ્રાણીમાત્રનાં આગતિ, ગતિ, સ્થિતિ, ચ્યવન, ઉપપાત, તર્ક, ક્રિયા, મનોભાવ વગેરેને જાણશે, તેમનું પ્રકટ કર્મ કે ગુપ્ત કર્મ એ બધું કળી શકશે, તેમનું ખાધેલું પીધેલું અને ભોગવેલું સમજી શકશે.

એવો તે દૃઢપ્રતિજ્ઞ અર્હન્ સર્વ લોકના સર્વ જીવોના સર્વ ભાવોને જાણતો જોતો પૃથ્વીતળ ઉપર વિહરશે.

એ પ્રકારે બહુ વર્ષ વિહરતો તે પોતાના આયુષ્યનો અંત નિકટવર્તી જાણી ઘણા દિવસોનું અનશન લેશે અને જે સાધ્યની સિદ્ધિ માટે નગ્નભાવ, મુંડભાવ, કેશલોચ, બ્રહ્મચર્યધારણ, અસ્નાન, અદંતધાવન, અણુવહાણગ, ભૂમિ-શય્યા, કાષ્ટાસનનો આશ્રય, ભિક્ષામાટે પરગૃહપ્રવેશ, માનાપમાનસહન, લોકનિંદા વગેરે ઘણું આકરું કષ્ટ સહવું પડે છે તથા ન ખમી શકાય તેવા જાત જાતના બાવીશ પરીષહો ખમવા પડે છે, તે સાધ્યની સિદ્ધિ મેળવશે, અર્થાત્ તે સિદ્ધ થશે, બુદ્ધ થશે, મુક્ત થશે અને સર્વ દુઃખોના અંતને કરશે–પરિનિર્વાણ પામશે.

૨૫૯ હે ભગવન્ ! તે એ પ્રમાણે છે, હે ભગવન્ ! તે એ પ્રમાણે છે, એમ કહી ભગવાન ગૌતમ, શ્રમણ ભગવાન મહાવીરને વાંદી, નમી, સંયમ અને તપવડે આત્માને વાસિત કરતા વિહરે છે.



# ટિપ્પણો

## આમલકપ્પા

૧ ભગવાન મહાવીરે જે નગરીઓમા ચોમાસા કર્યાં છે તેમાં આ નગરીનું નામ નથી, તેમ સૂત્રોમા જણાવેલી–આર્યદેશની–રાજધાનીઓમાં આ નગરીની ગણના નથી. ભગવાને પોતાની સાધનાના કાળમા જ્યા જ્યાં વિહાર કર્યો છે તેમા પણ 'આમલકપ્પા' નો ઉલ્લેખ નથી, તેથી 'આમલકપ્પા' નગરી વિશે કાંઇ વિશેષ જાણવા જેવી નોંધો નથી મળતી. સ્થિતપ્રજ્ઞ થયા પછી ભગવાને જે વિહાર કર્યો છે તેમા આ નગરીની ગણના થઈ શકે એમ છે એ, આ 'રાયપસેણઇય' ના ઉલ્લેખથી સૂચિત થાય છે. આ નગરી હાલમાં ક્યા છે ? તેનું વર્તમાન નામ શું છે ? એ, મગધદેશમા છે કે બીજા કોઇ દેશમા છે ? એ બધી બાબતો અદ્યાવધિ અંધારામા જ છે.

ટીકાકાર મલયગિરિ 'આમલકપ્પા' નો સંસ્કૃત પર્યાય 'આમલકલ્પા' જણાવે છે. આ સૂત્રમા જે જે વિશેષ નામો આવે છે તે જેમના તેમ–પ્રાકૃત–રાખીને અનુવાદમા પ્રયોજ્યા છે. કોઈપણ પ્રામાણિક આધાર વિના મૂળ પ્રાકૃત નામોનું સંસ્કૃત રૂપાંતર કરવા જતા અર્થાંતર થવાનો ભય રહે છે.

'રાયપસેણઇય' નુ સંસ્કૃત રૂપ મલયગિરિ 'રાજપ્રશ્નીય' જણાવે છે ત્યારે તેમનાથી પ્રાચીન આચાર્ય સિદ્ધસેને (તત્ત્વાર્થ–ટીકાકાર) આ સૂત્રનુ સંસ્કૃત નામ 'રાજપ્રસેનકીય' નોંધેલું છે અને વાદિદેવસૂરિના ગુરુ મુનિચંદ્રસૂરિએ દેવેંદ્રનરકેન્દ્રપ્રકરણમા 'રાજપ્રસેનજિત' જણાવેલું છે.

આ બધામા કોણ કઇ રીતે ખરૂ છે એ એક શોધનો વિષય છે, પરંતુ આવો વ્યર્થ વિવાદ ન ઊઠે માટે જ મૂળ નામોની પ્રથા સાચવી રાખવી જરૂરી છે.

'પં૦ ન્યાસ' ની પદવી સુપ્રસિદ્ધ છે. તેમાંનો 'પં૦' 'પંડિત'નું ટૂંકું રૂપ છે અને 'ન્યાસ' શબ્દ 'સ્થાપન'ના ભાવનો દ્યોતક છે. આ ભાવ ન સમજી શકવાને લીધે 'પં૦ ન્યાસ' ના પ્રાકૃત રૂપાંતર 'પં૦ નાસ' માંથી 'પ્રજ્ઞાંશ' ની મિથ્યા કલ્પના ઊઠી જણાય છે.

### ભોંય-સંસ્કારેલી

૨ આપણો દેશ ખેતીપ્રધાન છે, ખેતી અને પશુઓ જ આપણી અહિંસક સંસ્કૃતિનું પ્રધાન ધન છે. પ્રાચીન સમયમાં જેમ બીજા બીજા વિષયોના શાસ્ત્રો હતાં તેમ કૃષિવિદ્યાને લગતાં પણ હતા. એમા ખેતીની સાથે સીધો સંબંધ ધરાવનારા—ભૂમિપરીક્ષા, ભૂમિને કેળવવાની પદ્ધતિ, પાણીકળાની વિદ્યા, બીજરક્ષણવિધિ, વૃક્ષોના રોગો અને તેનાં ઔષધો વગેરે—અનેક વિષયોની સ્ફુટ ચર્ચા રહેતી. માટે જ મૂળ સૂત્રકાર જણાવે છે કે 'પ્રાજ્ઞલોકો ભૂમિને સંસ્કારતા—કેળવતા,' આજનો ખેડુત મૂઢ ગણાય છે તેમ તે સમયનો ખેડુત મૂઢ નહિ પણ 'પ્રાજ્ઞ' લેખાતો, એ જ, મૂળ સૂત્રનો ઉક્ત ઉલ્લેખ સૂચવે છે.

### કૂકડા અને સાંઢો

૩ વ્યાકરણ મહાભાષ્યમાં ગામડાઓની પરસ્પરની નિકટતાને સૂચવવા ગ્રામોના વિશેષણરૂપે 'कुक्कुटसंपात्याः ग्रामाः' ઉદાહરણ મૂકેલું છે. ઉપર્યુક્ત વર્ણન ઉપરથી ચોક્કસ જણાય છે કે તે વખતનાં ગામો ખરેખર કુક્કુટસંપાત્ય જ હતાં. 'કુક્કુટસંપાત્ય' એટલે 'કૂકડો પહોંચી શકે તેવું ગામ;' અર્થાત્ એક ગામનો કૂકડો ચાલતો ચાલતો બીજે ગામ પહોંચી શકે તેટલું નજીકનું ગામ. ભીલોના પ્રદેશમાં અને મગધમા કુક્કુટસંપાત્ય ગ્રામો નજરે જોએલા છે.

### પણ્યતરુણી

૪ સૂત્રનો 'પણ્યતરુણી' શબ્દ વાંચીને કોઈ ભડકી ન જાય. પણ્યતરુણીની એ સમયની સંસ્થા સમાજમાં આદરપાત્ર હતી. વાત્સ્યાયન પોતાના કામસૂત્રમાં જણાવે છે કે—"શીલ અને રૂપના

ગુણોથી યુક્ત એવી વેશ્યા જનસમાજમા આસન મેળવે છે, રાજા તેને પૂજે છે અને ગુણવંત જનો પ્રશંસે છે, કલાના વિદ્યાર્થિઓ કળા મેળવવા તેને પ્રાર્થે છે અને તેનો આદર કરે છે." આજકાલ આ સંસ્થા વિશેષ વિકૃત થએલી દેખાય છે પણ તે વખતે પ્રાયઃ તેવું નહિ હોય એમ આ વર્ણનથી માની શકાય.

## કોઈ નહિ લાંચિયો

૫ આ તો માત્ર વર્ણના છે. કોઈ સજીવ કે નિર્જીવનું વર્ણન કરતા માત્ર તેની ઉજળી બાજુનું જ વર્ણન કરવાનો પ્રઘાત, કવિઓમા આદિકવિ વાલ્મીકિથી ચાલ્યો આવે છે અને તેને લીધે તેઓ કેટલેક સ્થળે કેવળ ઉજળું ઉજળુ જ બધુ વર્ણવે છે. માનવસ્વભાવ જોતા પણ આવું બનવું અસંભવિત જેવું જણાય છે. છતા નગરીના આ વર્ણન ઉપરથી 'એમા રહેનારા એકદર સારા હતા' એમ તો કલ્પી શકાય.

## અનેકકોટિ

૬ મૂળમા આ માટે 'અણેગકોડિ'–શબ્દ છે. ટીકાકાર મલયગિરિ, તેનો અર્થ કરતા લખે છે કે "अनेकक्कोटिसि. अनेकक्कोटिसंख्याकैः" અર્થાત્ અનેકકોટિ એટલે અનેકક્રોડ સંખ્યા. પણ આ અર્થ અહીં ઘટમાન નથી માટે જ 'અનેક કોટિ' નો 'અનેક પ્રકાર' એવો અર્થ કર્યો છે. 'કોટિ' શબ્દનો 'પ્રકાર' અર્થ જૈન આગમોમા સુપ્રતીત છે.

## લંખો

૭ આ અર્થ માટે મૂળમા 'લંખ' શબ્દ છે. જે લોકો ચોઘડિયા વગાડે છે તેને 'લઘા' કહેવામા આવે છે. મૂળનો 'લખ' અને આ 'લંઘા' બન્ને સમાન શબ્દો છે એટલે 'લંખ' નો મૂળ અર્થ 'ચોઘડિયા વગાડનારો' કદાચ હોઇ શકે.

### ખાત

૮ શહેરની ફરતી ખાઇ હોય છે તેમ ખાઈની ફરતું બહારના ભાગમા એક 'ખાત' પણ હોય છે, એમા અંગારા કે ચીણો ભરવામાં આવતો. ચીણો એટલો બધો લીસો હોય છે કે તેના ઉપર પગ મૂકતાં જ માણસ તળિયે ઊતરી જાય છે. એ રીતે 'ખાત' શહેરની રક્ષાનું એક સાધન હતું.

### શસ્ત્રો

૯ કેટલાક પ્રાચીન શસ્ત્રોના નામ, આચાર્ય હેમચંદ્ર આ પ્રમાણે જણાવે છેઃ "ચંદ્રહાસ છુરી પત્રપાલ દંડ ઇલી ભિંદિપાલ કુંત દ્રુઘણ કુઠાર પરિઘ તોમર શંકુ ત્રિશીર્ષક શક્તિ પટ્ટિસ દુઃસ્ફોટ ચક્ર શતઘ્ની મહાશિલા મુષુંઢી ચિરિકા વરાહકર્ણક આરાફલ કણય વગેરે" આ બધાંની વધારે વીગત માટે જુઓ—અભિધાનચિંતામણિ કાંડ ૩ શ્લો૦ ૪૪૬–૪૫૧

### માર્ગ

૧૦ આ માર્ગનું ખાસ નામ મૂળમા 'ચરિઆ' છે. ભાષામાં એને જ મળતો 'ચર' શબ્દ જાણીતો છે. ટીકાકાર કહે છે કે "चरिका अष्टहस्तप्रमाणो मार्ग."

### સિંગોડા જેવા

૧૧ નગરીના વિવિધ માર્ગોને સૂચવવા મૂળમાં 'સિંઘાડગ' 'તિય' 'ચઉક્ક' અને 'ચચ્ચર' શબ્દો આવેલા છે. તે તે માર્ગોના આકારો ઉપરથી તેમના એવા જુદા જુદાં નામો યોજેલા છે. જે માર્ગનો આકાર શિંગોડા જેવો તે 'સિંઘાડગ' આદીના શબ્દો પ્રતીત છે. 'ચોક' અને 'ચાચર' શબ્દો તો ભાષામા પણ પ્રચલિત છે.

### સૌંદર્યવાળી

૧૨ ઔપપાતિક–ઉવવાઇય–સૂત્રમાં 'ચંપા' નગરીનું વર્ણન

છે. મૂળ સૂત્રોમા સાવત્થી, કાકંદી, રાજગૃહ વગેરે જે જે નગરોના વર્ણનની હકીકત કહેવાની હોય છે ત્યા સૂત્રકાર કહે છે કે ઔપપાતિકમા વર્ણવેલી ‘ ચંપા ’ પ્રમાણે તે તે નગરનું વર્ણન સમજી લેવું. અહીં પણ મૂળકારે એવી જ ભલામણ કરેલી છે. ટીકાકારે તે ભલામણ પ્રમાણે ટીકામા નગરીનો વર્ણક કાવ્યમય ભાષામા નોંધેલો છે.

## હતી

૧૩ ‘ હતી ’ માટે મૂળમાં ‘ હોત્થા ’ ક્રિયા બતાવેલી છે. ‘હતી’ અને ‘ હોત્થા ’ વચ્ચે ઘણું જ મળતાપણુ છે. ‘ હતો, હતી, હતું ’ એ બધા ‘ હોત્થા ’ ના રૂપાતરો છે અને ‘હોત્થા,’ ‘ અભવિષ્ટ ’ ક્રિયાપદનુ સગા ભાઇ જેવું છે.

## ચૈત્ય

૧૪ જૈનોના મૂળ સૂત્ર સાહિત્યમાં ઘણે સ્થળે ‘ ચૈત્ય ’ શબ્દનો ઉપયોગ થએલો છે. કેટલેક સ્થળે તે એકલો વપરાયો છે અને કેટલેક સ્થળે ‘ અરિહત ’ શબ્દ સાથે પણ તે આવેલો છે. ‘ ચૈત્ય ’ શબ્દ રૂઢ નથી પણ યૌગિક એટલે વ્યુત્પત્તિવાળો છે. ચિતા, ચિતિ કે ચિત્યા ઉપરથી એ નીપજેલો છે. चितायाः चितेः चित्यायाः इदम् અથવા चितया चित्या चित्यया निर्वृत्तम् એમ અનેક રીતે ‘ ચૈત્ય ’ની વ્યુત્પત્તિ વૈયાકરણોએ બતાવેલી છે. ચિતા ચિતિ કે ચિત્યાનો અર્થ ‘ચેહ’ થાય છે. એ ‘ચેહ’ સાથે સબંધ ધરાવે તેનું નામ ‘ચૈત્ય’ અર્થાત્ જે સ્થળે મૃતકોનો અગ્નિસસ્કાર કરવામાં આવે તે સ્થળની ‘ચેહ’ ની ભસ્મ વા તે ભસ્મ ઉપર કે પાસે, મૃત મહાપુરુષની સ્મૃતિ માટે સ્થાપવામા આવતુ ચિહ્ન–શિલાપટ્ટ, વૃક્ષ, કુંડ કે સ્તૂપ વગેરે—ચૈત્ય કહેવાય. બૌદ્ધોના પાલિસાહિત્યમાં વપરાએલો ‘ ચેતિય ’ અને વૈદિકોના ઉપનિષદાદિમાં વપરાએલો ચૈત્ય શબ્દ, એ જ ભાવમા પ્રતીત છે. જ્યારે એ ભસ્મ ઉપર ચોતરા, છત્રીઓ કે નાની નાની દેવલીઓ બંધાવા લાગી ત્યારે

તે ( ચૈત્ય ) શબ્દ, એમનો પણ દ્યોતક થયો. શ્મશાનમા કે એવી બીજી નિર્જન ભૂમિમા બંધાએલા ચોતરા વગેરે સ્થળે ભૂતોનો વાસો હોય છે એવો લોકપ્રવાદ છે, એથી ' ચૈત્ય ' નો એક બીજો અર્થ ' ભૂતોનુ રહેઠાણુ '–' વ્યંતરાયતન ' પણ પ્રચલિત થયો. જૈનસૂત્રોમાં તેનો આ બીજો અર્થ પણ પ્રચલિત છે. પછી તો કાળક્રમે એ યૌગિક શબ્દ રૂઢ થતો ગયો અને ટીકાકારોએ પણ તેનો વ્યુત્પત્ત્યર્થ જતો કરી રૂઢ અર્થ જ સ્વીકાર્યો. અમરકોશમા તેનો અર્થ 'આયતન' એટલે ' યજ્ઞશાળા' આપેલો છે. સૂત્રોક્ત પૂર્ણભદ્રાદિ ચૈત્યોનું વર્ણન જોતા ' ચૈત્ય ' નો ' યજ્ઞશાળા ' અર્થ પણ અસંગત નથી. આચાર્ય હેમચંદ્ર તો તેનો ' વિહાર ' અને ' વિશેષ વૃક્ષ ' અર્થ આપે છે. પછી તો ' ચૈત્ય ' ના અર્થો વધતા જ ચાલ્યા. ' ચિત્–જાણવું ' ધાતુ ઉપરથી ' ચૈત્ય ' ને નીપજાવી તેનો ' જ્ઞાન ' અર્થ પણ કરવામા આવે છે. વ્યાકરણની શુદ્ધ દષ્ટિએ જોતા ' ચિત્ ' ધાતુ ઉપરથી ' ચૈત્ય ' ન થાય પણ ' ચેત્ય ' થાય અને એ ' ચેત્ય ' નું પ્રાકૃત રૂપાતર ' ચેઇય ' ન બની શકે જે સૂત્રસાહિત્યમા વપરાએલુ છે. જુઓ–૮–૨–૧૦૭ પ્રાકૃતવ્યાકરણ. ' ચિત્ત ' શબ્દ ઉપરથી 'ચૈત્ય' ને નીપજાવવાની પદ્ધતિ પણ બરાબર નથી.

**લોમહસ્ત**

૧૫ અહીં જણાવેલો ચૈત્યનો વર્ણક, ઔપપાતિક સૂત્રથી લીધેલો છે. તેમા ' લોમહસ્ત ' નો અર્થ ' લોમમય પ્રમાર્જન '–' રુંવાટાની પુંજણી '-આપેલો છે, એ અર્થમા 'મોરપીંછી ' નો પણ ભાવ સમાઈ જાય છે.

**તુરુક્ક**

૧૬ સૂત્રોમા જ્યા ત્યા ધૂપના નામ તરીકે ' કાળો અગર ' ' ચીડો કિંદર ' (કુંદુ) અને 'તુરુક્ક'–'તુરુષ્ક'ના નામ આપેલાં છે. 'તુરુક્ક' શબ્દ 'તુર્કસ્તાન' સૂચક છે એટલે જ તુર્કસ્તાનમા નીપજતા

ધૂપ માટે પણ એ જ શબ્દનો ઉપયોગ મૂળકાર કરે છે. જ્યા સ્વર્ગીય ધૂપોનું વર્ણન આવે છે ત્યા પણ આ 'तुरुक्क' તો ખરોજ. આ રીતે આપણો અને આપણા દેવોનો તુર્કસ્તાન સાથેનો સંબંધ કેટલો પ્રાચીન છે તે સમજી શકાય એમ છે. તુરુષ્ક–તુરુક્ક–તરક. "तुरुष्को यवनदेशजः" ૩ કાંડ, શ્લોક ૩૧૨. "तुरुष्कास्तु साखयः स्युः" ૪ કાંડ, શ્લોક ૨૫–અભિધાનચિંતામણિ–હેમચંદ્ર.

મુસલમાન બાદશાહો 'શાહિ'–'શાહ' તરીકે બહુ પ્રસિદ્ધ છે. આચાર્ય હેમચંદ્રે એ 'શાહ' શબ્દનું સંસ્કૃત 'સાખિ' બનાવ્યું છે અને તેની સંસ્કૃત વ્યુત્પત્તિ પણ આપેલી છે. ફારસી શબ્દોને વિના સંકોચે સંસ્કૃતમા ઊતારવાની પ્રથા શિષ્ટ લોકોમાં આજથી કેટલાંય વર્ષો પૂર્વે પણ પ્રચલિત હતી એમ આ ઉપરથી સમજી શકાય એવું છે.

## ચૈત્યમાં નટો

૧૭ ચૈત્યનું આ વર્ણન જોતા, તે ભારે ગમ્મતનું સ્થાન પણ હોય એમ લાગે છે. કેટલીક કથાઓમા ચૈત્યને 'જુગારીઓનો અખાડો' 'યુવાન યુવતીઓના મીલનનુ સ્થાન' 'અભિસારકાઓનું સંકેતસ્થાન' એ રીતે વર્ણવેલું છે, તે ઉપર્યુક્ત વર્ણન જોતા બંધ બેસે એવું છે. આજકાલના-ભારતવર્ષમા આવેલા–સર્વ સંપ્રદાયના તીર્થો પણ આવી જ હાલતમા છે. એ શું તે ચૈત્યપરંપરાની અસર હશે ?

## પૂજા કરવા

૧૮ ચૈત્ય, ઉક્ત રીતે મોજશોખનુ સ્થાન હતુ છતા ત્યા પૂજાઆહુતિ વગેરે માટે ઘણા લોકો આવતા એમ આ વર્ણન સૂચવે છે. ચૈત્યમા ભુજગ લોકો રહે અને ધર્મવિધિઓ પણ ચાલે એ પરિસ્થિતિથી, તે સમયના આપણા લોકોની મનોદશા ઠીક ઠીક વ્યક્ત થઇ શકે એમ છે.

**વૃક્ષો**

૧૯ અહીં જે વૃક્ષો ગણાવેલાં છે તેમાંના કેટલાંકનો અર્થ જ અવગત થતો નથી. ટીકાકાર અને ટબાકાર બન્ને એ બાબત મૌન રાખે છે. કોશકારો 'વૃક્ષવિશેષ' સિવાય બીજો અર્થ આપી શકતા નથી, માટે જ જેમના તેમ મૂળ નામો કાયમ રાખેલા છે.

**તરુઓની**

૨૦ વૃક્ષોને લગતું આ બધું વર્ણન વાંચતાં તે સમયના વૃક્ષ-પ્રેમીઓનો વૃક્ષો પ્રતિ પોતાના સંતાન જેવો પ્રેમ સહેજે જાણી શકાય એમ છે. જે લોકોમા વૃક્ષની સાચવણી, વૃક્ષોને ઉગાડવાની પદ્ધતિનું જ્ઞાન અને વૃક્ષો પ્રતિ કાળજી ન હોય તેઓ આવા વૃક્ષો ન ઉગાડી શકે. આજકાલ આવા વૃક્ષપ્રેમીઓના અભાવને લીધે જ દેશ સૂકો થવા લાગ્યો છે એ ખોટી વાત નથી.

**ગંધઘ્રાણિ**

૨૧ 'ગંધઘ્રાણિ' શબ્દ ગંધની તૃપ્તિનો સૂચક છે. અશોકવૃક્ષની આસપાસનો વૃક્ષકુંજ એટલો બધો મહેકતો એટલે કે જે જે જાતના સુગંધો સંભવી શકે છે તે બધાય તેમાથી ફોરતા અને તે વડે લોકોની નાસા તૃપ્ત તૃપ્ત અને તર થઇ જતી માટે એ વૃક્ષકુંજ 'ગંધઘ્રાણિ' કહેવાતો. સંસ્કૃતમાં 'ઘ્રૈ' ધાતુ તૃપ્તિ અર્થને બતાવે છે. 'ગંધઘ્રાણિ'નો 'ઘ્રાણિ' શબ્દ એ 'ઘ્રૈ' ધાતુથી બનેલો છે અને ભાષામાં બોલાતું 'ધરાવું' ક્રિયાપદ એ 'ઘ્રૈ'માંથી નીકળ્યું છે. 'રાયપસેણઇય'ની મુદ્રિત ટીકામાં 'ગન્ધઘ્રાણિ'ને બદલે 'ગન્ધધ્રાણિ' એવું એવું બે ત્રણ વાર છપાએલું છે જે તદ્દન અશુદ્ધ છે.

**આંબાવેલ**

૨૨ આ માટે મૂળમાં 'ચૂયલયા' શબ્દ છે. ન્યાયના ગ્રંથોમા કેટલેક સ્થળે ઉદાહરણ માટે 'ચૂતલતા' કે 'આમ્રલતા' શબ્દનો ઉપયોગ થયેલો છે તેનો અર્થ 'આંબાવેલ' છે. ઉગેલા પટાદાર વૃક્ષો

જેવા મોટા મોટા આંબા તો સૌની જાણમા છે પણ 'આંબાવેલ'ને કેટલાક નહિ જાણતા હોય. ખેતીવાડીના પ્રદર્શનમા ઘણા પ્રકારના આંબા આવેલા, તેમા એક 'વેલિયો આંબો' પણ નજરે જોએલો. એ આંબો પાતળો સોટી જેવો હોય અને જેમ બીજી વેલો ચડે છે તેમ તેની વેલ ચડે અને કેરીઓ પણ થાય.

## પાકા માર્ગો

૨૩ વનરાઇના ઉક્ત વર્ણનથી એમ સમજી શકાય છે કે આપણે ત્યાની નગરરચનાની વિદ્યા ઘણા ઉંચા પ્રકારની હતી. ઘણા પ્રાચીન સમયમા પણ પૂલો અને પાકા માર્ગો વગેરે સુખસાધનો લોકોના ધ્યાન બહાર ન હતા.

## આઠ મંગલો

૨૪ સ્વસ્તિક શ્રીવત્સ નંદ્યાવર્ત વર્ધમાનક ભદ્રાસન કલશ મત્સ્યયુગલ અને દર્પણ એ આઠ મંગલરૂપ છે. આ સૂત્રમા ઘણે સ્થળે આ આઠ મંગળોને મંગળ તરીકે સૂચવેલા છે. સ્વર્ગમા દેવોની સવારીમા પણ આ જ આઠ મંગળ સર્વ પ્રથમ ચાલે છે. જે નિગંઠ લોકો દ્રવ્ય મંગળ ઉપર ઓછો ભાર આપે છે તેઓ જ આ આઠ પદાર્થોને મંગળ તરીકે જણાવે છે તેનું કારણ સમજાતું નથી. મંદિરમા જ્યા જિનમૂર્તિ હોય છે ત્યા પણ આ આઠ મંગલની પાટલી પૂજાય છે તે મહદાશ્ચર્યનો વિષય છે. બીજું તો ઠીક પણ 'મત્સ્યના યુગલ'ને મગલ કહેવાનું શું કારણ હશે ? અથવા એ આઠ મંગળોની પાછળ કોઇ પ્રકારનો વિશેષ ઇતિહાસ છુપાએલો હશે ?

## ઓડેલા હતા

૨૫ જૂના સમયમા લોકો 'અશોકવૃક્ષ'ને પૂજતા હશે, એ અશોકના આ જાતના વર્ણન ઉપરથી જણાય છે. હાલમા પણ ખીજડા વગેરેનાં વૃક્ષો ઉપર લોકો કપડા લટકાવે છે, નાના નાનાં

ઘોડયા કે ઢીંગલા બાંધે છે અને ધજા કે ત્રિશૂલ વગેરે ખોડે છે. વૈદિક લોકો પીપળાને અને તુલસીને પૂજે છે. બૌદ્ધ લોકો ગયાના બોધિવૃક્ષને અને જૈન લોકોનો એક ભાગ રાયણના ઝાડને પૂજે છે. ક્ષત્રિયોનું શમીપૂજન તો સુપ્રસિદ્ધ છે જ. વૃક્ષપૂજાની આ પરંપરા બહુ વખતથી ચાલતી જણાય છે. એની પાછળ વૃક્ષોની ઉપયોગિતા, કોઈ પુણ્ય પુરુષની સ્મૃતિ કે વહેમના પટળ છે એ ખાસ શોધનો વિષય છે.

## રત્નમય શિલાપાટ

૨૬ રત્નમય શિલાપાટ અને વળી એની કોરોમાં મોતીઓનું જડતર; આ અને આવા બીજા રત્નમય, વજ્રમય, મણિમય, વૈડૂર્યમય કે સુવર્ણમય પદાર્થના વર્ણન ઉપરથી તે સમયની સંપત્તિની બહુલતા જ કલ્પી શકાય પણ એ નર્યું ઐતિહાસિક સત્ય છે એમ તો કેમ કહેવાય? 'લંકામા સોનું પાકે છે,' 'જે જાય જાવે તે, પરિયાના પરિયા ચાવે એટલુ ધન લાવે' ઇત્યાદિ વાક્યોનો જે આશય છે તે જ આશય આ 'રત્નમય શિલાપાટ'નો છે. આ પ્રકારના વર્ણકો એક પ્રકારની અતિશયવાળી ભાષા છે, લોકમાનસને લક્ષ્યમાં રાખીને આવા વર્ણકો કરવા પડે છે. કથાગ્રંથોમાં આવા વર્ણકો હોય તોજ કથાકાર સફળ થયો ગણાય.

## રાજા સેય

૨૭ રાજા 'સેય'નો વિશેષ વૃત્તાંત જાણવામાં નથી. સ્થાનાંગ સૂત્રના આઠમા ઠાણામાં શ્રમણ ભગવાન મહાવીરે પ્રવ્રજિત કરેલા આઠ રાજાઓના નામો ગણાવતા સૂત્રકારે તેમા એક નામ 'સેય' પણ મૂકેલું છે. એ 'સેય' આ કે બીજો કોઈ તે વિશે નક્કી કહી શકાતું નથી. ટીકાકાર અભયદેવ તો તે 'સેય' આ જ 'સેય' છે એમ જણાવે છે. તેઓ લખે છે કે " 'सेया सेये राजा...नगर्याः स्वामी, यस्यां हि सूर्याभो देवः सौधर्माद् देवलोकाद् आगतो महावीरस्य वन्दनार्थम-

वततार नाट्यविधिं चोपदर्शयामास, यत्र च प्रदेशिराजचरितं भगवता प्रत्यपादि इति" અર્થાત્ જે આમલકપ્પા નગરીમા સૂર્યાભદેવ ભગવાનને વાદવા આવ્યો અને તેણે તેમની પાસે નૃત્ય કરી બતાવ્યું તથા જે નગરીમા ભગવાને પ્રદેશીરાજાની કથા કહેલી તે આમલકપ્પા નગરીનો સ્વામી આ 'સેય' છે. ટીકાકાર મલયગિરિ 'સેય'નુ સંસ્કૃત રૂપાતર 'શ્વેત' કહે છે પણ 'શ્વેત' છે કે 'શ્રેય' છે એ કોણ કહી શકે?

## રાજકુલ

૨૮ મૂળમાં अच्चंतविसुद्धरायकुलवसप्पसूए એવું રાજાનું વિશેષણ છે એમા 'કુલ' અને 'વંશ' એ બે એક સાથે મૂકેલા પર્યાયવાચક શબ્દોનો ખાસ ઉપયોગ જણાતો નથી. 'અત્યંત વિશુદ્ધ એવો જે રાજકુલ–રાવળ–વંશ તેમા જન્મેલો' એવો અર્થ લઇએ તો 'રાયકુલ' અને 'વંશ' બન્ને શબ્દોની ચરિતાર્થતા છે. જણાવેલો અર્થ બરાબર હોય તો એ વિશેષણનો 'રાયકુલ' શબ્દ બાપ્પા રાવળના 'રાવળ' વંશનો સૂચક કહેવાય. રાજકુલ–રાજઉલ–રાઉલ–રાવળ બાપ્પાનો એ વંશ સુપ્રસિદ્ધ છે પણ તે વંશનો ઉત્પાદક મૂળ પુરુષ કોણ અને ક્યારે થયો? એ નિશ્ચિત રીતે શોધી શકાય તો આગમોના ઇતિહાસ અને સમય વિશે વિશેષ અજવાળું પડે.

## સેતુઓ

૨૯ સેતુઓ એટલે માર્ગો અર્થાત્ એ રાજા માર્ગોનો દેશક છે, કેતુઓ એટલે આશ્ચર્ય ઉપજાવે તેવા બનાવો–એ રાજા આશ્ચર્યકારક બનાવોનો ઉત્પાદક છે. રાજાનો આ બધો વર્ણક કવિસમયની ભાષામા લખેલો છે. એથી તેને તે રીતે સમજવો જોઇએ.

## અર્થલાભ–એઠવાડ

૩૦ 'આજના રાજાની પેઠે પ્રાચીન સમયના રાજાઓ, અર્થલાભના ઉપાયોને કરી જાણતા' એ હકીકત ખાસ વિશેષણ દ્વારા

સૂચવવામા આવી છે. એથી 'રાજા તરીકે જમીનની આવકરૂપે તેમને જે યોગ્ય મળવું જોઇએ તે તો મળતું જ હશે અને તે ઉપરાંત અર્થ-લાભના ઉપાયોને તેઓ યોજતા હશે' એવો આ વિશેષણનો ધ્વનિ નીકળી શકે. પણ આજના રાજાઓ, અર્થલાભના ઉપાયો કરતાં પ્રજાને ભારે રંજાડે છે તેમ એ પ્રાચીન રાજાઓ કરતા હશે કે કેમ? એ એક પ્રશ્ન છે. ઉત્તરાધ્યયન સૂત્રના ખલુંકિજ્જ નામના સત્યા-વીશમા અધ્યયનની ગાથા તેરમીમા 'રાયવેટ્ઠિ' શબ્દ 'રાજાની વેઠ' અર્થમા વપરાયો છે તેથી જૂના વખતમાં 'વેઠ' હતી એમ તો કહી શકાય અને અર્થલાભ સાથે 'વેઠ' નો ગાઢ સંબંધ છે એ તો જાણીતું છે.

એઠવાડમાં ઘણું ખાવાનું ચાલ્યું જાય એને સંપત્તિની નિશાની રૂપે વર્ણવેલું છે, પણ એ સંપત્તિની નિશાની કરતાં બેદરકારીનું વધુ નિશાન છે એમ લાગ્યા વિના રહેતું નથી. ચારસેં વર્ષ પૂર્વે લખેલી એક પ્રાચીન પ્રતિમા "तया विच्छर्दितम्—तथाविधविशिष्टो-पकारकारितया विसृष्टम् उकुरिटकादिषु प्रचुरं भक्तपानम्" ઇત્યાદિ પાઠ છે. તેનો અર્થ એમ થાય છે કે—"જે રાજાના રાજ્યમા વિશિષ્ટ ઉપકાર કરવાને કારણે પ્રચુર ખાનપાન ઉકરડા વગેરેમાં ફેંકાય છે." આ ઉપરથી 'જેના એઠવાડમા અધિક ખાવાનું ફેંકાય તે વિશેષ ઉપકારી છે' એવું ટીકાકારનું કથન નીકળે છે. પરંતુ અહિંસાની દૃષ્ટિએ વિચારીએ તો આ પદ્ધતિ પ્રશંસનીય નજ ગણાય. કદાચ ખરેખર એવું બનતું જ હોય તોપણ રાજાની વર્ણનામાં તેનું આ જાતનું વર્ણન અહિંસાની દૃષ્ટિએ ન શોભે. એઠવાડદ્વારા ઉપકાર કરવા કરતાં ચોકખા ભોજનદ્વારા ઉપકાર કરવાની પદ્ધતિને જ જૈન દૃષ્ટિ સ્વીકારે છે અને વિવેકીને તો એમ જ શોભે. એઠવાડથી તો ઉપકારને બદલે અપકાર જ થાય અને માનવબંધુઓ તથા અન્ય પ્રાણીઓ પ્રતિનો આપણો પ્રેમ—સમભાવ પણ ન જળવાય અને ગંદવાડ થઇ રોગચાળો વધે એ તો જુદું જ.

**પ્રભુ**

૩૧ રાજાની પાસે અનેક બળદો ઘેટાઓ વગેરે હોવાનું જણા-
વીને તેની સપત્તિ વર્ણવી છે. દેશની દૃષ્ટિએ જોતા રાજાની ખરી
સપત્તિ પણ તે જ છે. જ્યારથી રાજાઓએ એ સંપત્તિ તરફ દુર્લક્ષ્ય
કર્યું ત્યારથી તેમની પોતાની અને દેશની અધોગતિ શરુ થઈ.

**લક્ષણો-વ્યંજનો-ગુણો**

૩૨ હાથ પગમા સાથિયો ચક્ર વગેરેના જેવી રેખાઓ હોવી
તે સુલક્ષણો કહેવાય. શરીર ઉપર શુભસૂચક મસા કે તલ વગેરે
હોવા તે વ્યજનો અને સૌભાગ્ય લાવણ્ય વગેરેને ગુણો સમજવા.

**માપસર**

૩૩ પાણીથી છલકાતા ભરેલા કુંડમા પુરુષ કે સ્ત્રીના પડવાથી
જે પાણી છલકાઇને બહાર નીકળે તેનું વજન દ્રોણ જેટલુ હોય તો
તે પડનાર સ્ત્રી કે પુરુષ માપસર કહેવાય.

પોતાના આંગળથી એકસો ને આઠ આગળ ઊંચાઇ હોય તો
તે યોગ્ય ઊંચાઈ કહેવાય.

**પાતળી કડ**

૩૪ સ્ત્રીઓની કડ મૂઠીમા આવી જાય એવી પાતળી હોય તો
તે અધિક પ્રશસ્ત ગણાય છે. જન્મતા તો પુરુષની જેમ સ્ત્રીની
કડમા પાતળાપણું ઓછું હોય છે પણ પછીથી યુરોપની સ્ત્રીઓ
પોતાની કડને પાતળી કરવાના ઉપચારો કરે છે તેમ જૂના વખતમાં
કડને પાતળી કરવાના એવા ઉપચારો ચાલતા હશે ખરા.

**કામ-ભોગોને**

૩૫ જૈન પરિભાષા પ્રમાણે શબ્દ અને રૂપ એ બે કામમાં
ગણાય છે; ગધ, રસ, અને સ્પર્શ ભોગમા ગણાય છે. ભોગો સ્થૂલ

જણાય છે, ત્યારે કામો ભોગો કરતાં વિશેષ સૂક્ષ્મ લાગે છે. એ દૃષ્ટિએ આ વિભાગ થયો જણાય છે.

## મહાવીર

૩૬ જૈન ધર્મના ચોવીશ તીર્થંકરોમાના છેલ્લા તીર્થંકર. તેમના પિતાનું નામ સિદ્ધાર્થ, માતાનું નામ ત્રિશલા, ભાઇનું નામ નંદિવર્ધન, પત્નીનું નામ યશોદા, પુત્રીનું નામ અનવદ્યાગી, અને જમાઇનું નામ જમાલી હતુ. જમાલી મહાવીરની બેન પ્રિયદર્શનાનો પુત્ર હતો. મહાવીરના માતાપિતા પાર્શ્વનાથના શ્રમણોપાસક હતાં, તેમના પિતા જ્ઞાત કુળના ક્ષત્રિય હતા. (આવશ્યકચૂર્ણીમા ઋષભદેવના જ પોતાના લોકોને જ્ઞાતો તરીકે જણાવેલા છે. તેઓનુ કુળ તે જ્ઞાત કુળ અને તેઓનો વંશ તે જ્ઞાત વંશ.) મહાવીરનો જન્મ વૈશાલીમા (અત્યારનું બસાર પટણાથી ૨૭ માઇલ ઉત્તરે) ક્ષત્રિયકુંડમા થયો હતો. તેમના માતાપિતાએ તેમનું નામ વર્ધમાન રાખ્યું હતું. તે ત્રીશ વર્ષના થતા તેમના માતાપિતા મૃત્યુ પામ્યા. ત્યારબાદ મોટા ભાઇની રજા લઇ તેમણે પ્રવ્રજ્યા લીધી, અને બાર વર્ષ તપશ્ચર્યા અને ધ્યાનમાં ગાળ્યા બાદ સ્થિતપ્રજ્ઞપણું પ્રાપ્ત કર્યું. ત્યારપછી તેઓ ત્રીશ વર્ષ સુધી ઉપદેશ આપતા રહ્યા, અને બહોતેર વર્ષની ઉમરે ઇ. સ. પૂર્વે ચારસો એંશીની આસપાસમા તેઓ પાવાપુરીમાં નિર્વાણ પામ્યા. શ્વેતાંબરો તેમજ દિગમ્બરો બન્નેને મહાવીર સ્વામી તીર્થંકર તરીકે સરખાજ માન્ય હોવા છતા તેમના જન્મની અને વિવાહની હકીકત તથા સમયાદિ વિષે બન્નેમા મતભેદ છે.

તેમનાં બીજાં નામ આ પ્રમાણે છેઃ—વીર, ચરમતીર્થંકૃત, દેવાર્ય, જ્ઞાતનંદન, વૈશાલિક, સન્મતિ, મહતીવીર, અંત્યકાશ્યપ, નાયાન્વય (જ્ઞાતાન્વય); બૌદ્ધ ગ્રંથોમાં તેઓ દીર્ઘતપસ્વી નિગ્રંઠ નાતપુત્ત તરીકે પ્રસિદ્ધ છે.

## અવગ્રહ

૩૭ આ શબ્દ ગ્રહણની મર્યાદા સૂચવે છે. જૈન પરિભાષામાં આનો બીજો અર્થ 'સામાન્ય જ્ઞાન' એવો પણ પ્રસિદ્ધ છે, પરંતુ અહીં તો આનો અર્થ 'ગ્રહણની મર્યાદા' ઘટે એમ છે. ઘરધણીની સંમતિ મેળવીને રહેવા માટે ઘરને ગ્રહણ કરવું, સંમતિ મળ્યે ઘરમા ઊતરવું ('ઘર' શબ્દ ઉદ્યાન વાડી બગીચો ખેતર પહાડ ઝાડ વગેરેનો સૂચક સમજવાનો છે) એ ભાવને અવગ્રહ શબ્દ સૂચવે છે. શાસ્ત્રકાર અવગ્રહના પાચ પ્રકાર બતાવે છેઃ ઇંદ્રાવગ્રહ રાજાવગ્રહ, ગૃહપતિઅવગ્રહ ગૃહસ્વામિઅવગ્રહ અને સાધર્મિકાવગ્રહ. અર્થાત્ કોઇ નિવાસસ્થાનમા રહેવું હોય ત્યારે ઇંદ્ર, રાજા, ગૃહપતિ–માડલિક, ગૃહસ્વામી અને પોતાનો સાધર્મિક એમની સંમતિ મેળવીને એમના નિવાસમા રહેવું ઉચિત છે. એઓની સંમતિ મળ્યા વિના એમના નિવાસમા રહેવું દોષજનક છે આ પાચ અવગ્રહમા પૂર્વપૂર્વ કરતા ઉત્તર ઉત્તર અવગ્રહ બળવાન છે એમ પ્રવચનસારોદ્ધારની ટીકા કહે છે, પરંતુ જ્યા રાજાની જ સમતિ ન હોય ત્યા ગૃહસ્વામીની સંમતિ શું કરી શકે? સાધર્મિક તો પોતાની પાસે કે સાથે રાખવા ખુશ હોય પણ ગૃહસ્વામી પોતે જ સંમતિ ન આપતો હોય ત્યા રહી શકાય ખરૂ? આ જોતા પ્રવચનસારોદ્ધારની ટીકામા બતાવેલી ઉત્તર ઉત્તર અવગ્રહની બલવત્તા કેવી રીતે અને કઇ અપેક્ષાએ ઘટાવવી એ સમજવુ મુશ્કેલ છે.

## પૂર્વાભિમુખ

૩૮ જ્યા જ્યા તીર્થંકરોની રહેવાની વાત આવે છે ત્યા બધે તેઓ પૂર્વાભિમુખ થઇને બેસે છે એવું લખેલુ હોય છે. પૂર્વ દિશામાં સૂર્ય હોય છે એથી એ દિશા ઘણા જૂના સમયથી લૌકિક દૃષ્ટિએ પવિત્ર મનાતી આવી છે. ઘણા જૂના કાળમા કેટલાક લોકો સૂર્યના પૂજક હતા. પૂર્વાભિમુખ બેસવામા સૂર્ય તરફના જૂના સદ્ભાવની નિશાની

રહેલી માલૂમ પડે છે. આ પરંપરાને અનુસરીને બીજા બધા સામાન્ય લોકો પણ પૂર્વ દિશાને મહત્ત્વ આપે છે. જૈન દૃષ્ટિએ તો કોઈ દિશાને ખાસ કશું મહત્ત્વ હોય એવું જણાતું નથી. ભગવાન મહાવીરના સમયમાં એક એવો સંપ્રદાય હતો કે જે દિશાઓની પૂજાઓમાં માનતો. જૈન સૂત્રોમાં એ સંપ્રદાયનું નામ 'દિસાપોક્ખી' જણાવેલું છે. ભગવાને દિશાઓની આ જડપૂજાના પ્રચારને રોકવા માટે અને દિશાના માહાત્મ્યની નિષ્પ્રયોજનતા બતાવવા માટે ભગવતી સૂત્રમા દિશાઓને જીવાજીવાત્મક કહીને વર્ણવેલી છે. દિશાઓ માત્ર આકાશરૂપ હોઇ જીવાજીવરૂપ સમસ્ત પદાર્થના આધારરૂપ છે એ વાત ખરી છે, પણ એટલા માત્રથી તેની જડપૂજા કરવી જરાય ઉપયોગી નથી.

### પર્યંકાસન

૩૯ પર્યંકાસનનો અર્થ પદ્માસન કરેલો છે, પણ તેનો શબ્દાર્થ જોતા તેનો અર્થ પલંગ જેવું આસન થાય છે. ચત્તા સૂઇને બે હાથ અને બે પગ જમીન ઉપર ટેકવી બાકીનો શરીરનો બધો ભાગ તેને આધારે અદ્ધર રાખવો. એ પર્યંકાસનની પદ્ધતિ છે. સંભવ છે કે કદાચ ભગવાન આવું આસન કરતા હોય; અથવા 'પર્યંક' નો એક બીજો અર્થ 'પલોંઠી' પણ થાય છે તે રીતે જોતાં ભગવાન પલોંઠી વાળીને બેસતા હોય, પણ ટીકાકાર તો તેનો પદ્માસન અર્થ કરે છે: " 'संपलियंकनिसन्ने'त्ति पद्मासने निषण्ण." ઔપપાતિક પૃ૦ ૨૬

### દ્વીપસમાન

૪૦ ભગવાનનો પરિચય આપતા સ્તુતિરૂપ વર્ણકમાં ભગવાનને દ્વીપસમાન, ત્રાણરૂપ, શરણરૂપ, આશ્રયરૂપ અને આધારરૂપ, જણાવેલા છે તેને લગતો મૂળ પાઠ "દીવો, તાણં, સરણં ગઇ, પઇટ્ઠા" આ પ્રકારનો છે. મૂર્તિપૂજક સંપ્રદાયના લોકોમાં આ પાઠનો પ્રચાર નથી પણ સ્થાનકવાસી સંપ્રદાયના લોકોમાં આનો પ્રચાર છે.

' દીવો ' વગેરે શબ્દો પ્રથમાવિભક્તિવાળા છે પણ તેમને બધાને છઠ્ઠી વિભક્તિવાળા કરીને પ્રસ્તુત સ્તુતિમાં યોજવાના છે.

## જિતાવનાર

૪૧ શક્રસ્તવમાં વા ભગવાનનો પરિચય આપતા વર્ણકમા ઘણા પાઠભેદો માલૂમ પડે છે. કેટલેક સ્થળે 'જિણ' પછી 'જાવય' શબ્દ આવે છે ત્યારે ક્યાય ક્યાય 'જાવય' ને બદલે 'જાણય' પદ દેખાય છે. વિશેષ વિચાર કરતાં 'જાણય' ને બદલે 'જાવય' પાઠ વધારે સુસંગત છે. 'તિન્નાણં તારયાણં' વગેરે વિશેષણો જોતા 'જાવયાણં' પાઠ જ બરાબર છે.

આ ઉપરાત એ શક્રસ્તવમાં બીજા અનેક પાઠભેદો છે.

## શરીરની ઉંચાઈ

૪૨ ભગવાનના શરીરનું વર્ણન જોતા એમ માલૂમ પડે છે કે તેઓ ગૃહસ્થાશ્રમમા વિશેષે કરીને વ્યાયામપ્રિય હશે. શરીરની મજબૂતાઈ અને સુડોળપણું લાવવામા વ્યાયામ એ મુખ્ય કારણ છે. જૈન સૂત્રોમા ઠેકઠેકાણે વ્યાયામની પદ્ધતિના વર્ણનો તો આવેજ છે. કલ્પસૂત્રમા ભગવાન મહાવીરના પિતા રાજા સિદ્ધાર્થનો અખાડો પ્રસિદ્ધ છે. ભગવાનના મલાશય અને જઠરનું જે વર્ણન કરેલું છે, તે તેમની મિતાહારિતા અને પથ્યચારિતાને સૂચવે છે. ખાનપાનના આચારો વર્ણવતા જૈન સૂત્રોમા ખાનપાનના પ્રમાણ વિષે ખૂબ ભાર મૂકવામાં આવ્યો છે.

## શ્વાસ સુગંધી

૪૩ યોગી જ્યારે યોગની સાધના પૂરી કરે છે, શરીર મન અને વચન ઉપર પૂરેપૂરો કાબૂ મેળવે છે ત્યારે તેના શરીરમા લાવણ્ય, સ્ફૂર્તિ, અને તેજ વધુ ને વધુ પ્રમાણમા પ્રકટે છે. ઉપરાત કેટલીક બીજી શક્તિઓનો પણ તેમા આવિર્ભાવ થાય છે. પાતંજલ-યોગસૂત્રના વિભૂતિપાદમાં જે વિભૂતિઓ વર્ણવેલી છે, તે બધી

ખરા યોગીને સુલભ હોય છે. ભગવાન મહાવીરના શરીરનું વર્ણન તેમની યોગલબ્ધિને અનુરૂપ છે. છતાં ભક્તિમંત પ્રશંસકો તો તે વર્ણનમાં ભક્તિને ભેળવ્યા વિના રહી શકે નહિ.

## ધોળા વાળવાળી

૪૪ પાંપણમાં એકાદ ધોળો વાળ વર્ણવવાનું કારણ સમજાતું નથી. કદાચ એ વિશેષ ગાંભીર્ય, સ્થિરતા અને વૃદ્ધત્વસૂચક હોય.

## નિર્મળ દાંત

૪૫ ભગવાનના દાંતનું વર્ણન વાંચતા આપણે તેમના દાંતોની શુદ્ધિનો ખ્યાલ મેળવી શકીએ છીએ. કેવળી થયા પછી ભગવાન નિયત આહારી રહ્યા છે. આહારને જે નિયત લેતો હોય તેના દાંતો આવા શુદ્ધ અને નિર્મળ ત્યારે જ રહી શકે જ્યારે તે માતો તરફ બેદરકાર ન રહે. કોઈ છૂમંતર કે અતિશય માત્ર કહેવાથી દાંતોની શુદ્ધિ થઈ જતી નથી. એ તો, સંયમસાધન, શરીરની વિશેષસંયમપૂર્વક કાળજી, આહારનું પ્રમાણ, સ્વાદેંદ્રિયનો જય, અજીર્ણનો અભાવ અને શરીરગત રક્તકણોની વિશુદ્ધિ ઉપર નિર્ભર છે.

ભગવાનના અનુયાયી આપણે, વધારે તો નહિ પણ તેમની દંતશુદ્ધિ જેટલુંય તેમનુ અનુકરણ કરીએ તોય બસ છે.

## દાઢી મૂંછ

૪૬ ગૃહસ્થાશ્રમમાં તો ભગવાન ક્ષૌર કરાવતા જ હશે, એથી તે સ્થિતિમાં તેમની દાઢીમૂંછ બરાબર વ્યવસ્થિત અને સુવિભક્ત રહે તે સ્વાભાવિક છે, પણ પછી ભગવાન સંયમી થઈ મુંડિતકેશ થયા ત્યારથી તેમની દાઢીમૂંછ બરાબર વ્યવસ્થિત રહી હશે કે કેમ એ એક પ્રશ્ન છે. ભક્તિમંત લોકો એમની ટેવ પ્રમાણે પોતાના ભગવાનનું સર્વ કાંઈ સર્વ રીતે અને સર્વ કાળે સારું જ જોયા કરે છે, એ દૃષ્ટિને વશ થઈ તેઓ શરીરપ્રકૃતિનો આગળ

નિયમ વીસરી જતા લાગે છે. આ સૂત્રની દાઢીમૂછની વર્ણ-નામાં પણ કાંઈ આવો ભાસ જણાય છે. વાળોનો વારંવાર લોચ થયા પછી તેમની ઊગણી વ્યવસ્થિત રહે એ બનવા જેવું ખરૂ? દીક્ષા લીધા પછી બાર વર્ષ સુધી તો ભગવાને તપ જ કર્યા કર્યું છે, તે દરમિયાન તેમણે પોતાના વાળોનો લોચ તો કર્યોજ હશેને? બાર બાર કે કદાચ તેથીય વધારે લોચ થયા પછી વાળોની શોભા ટકી શકે ખરી? એ જ પ્રમાણે તેમના નખો પણ વધી જતા હોઇ શોભા-હીન થઇ જતા હશે. વાળો તો લુચીને ઉખાડી શકાય પણ નખોનું શું થાય? ભગવાનને મન કે કોઇ પણ આત્મલક્ષીને મન વાળ કે નખની શોભા લેશ પણ મહત્ત્વની નથી પણ ભક્તજનોને તેમના અવ્યવસ્થિત વાળ કે વધી ગયેલા નખો જોવા ગમતા નથી. વ્યવ-સ્થિત વાળ કે નખોની શોભાને શોભા માનનારા અને તે જ રીતે ટેવાએલી સ્થૂલ દૃષ્ટિવાળા ભક્તજનો હવે કરે શું? શરીરનો સ્વભાવ તો તેઓ બદલી શકતા નથી. શરીરના નિયમ પ્રમાણે નખો તો વધ્યાજ કરવાના અને વાળો પણ વય પ્રમાણે શોભાહીન થવાના. પરંતુ ભક્તની ભક્તિભીની આખ આ બધુ સાખી શકે ખરી? નહિ. તેથી જ તેણે કહી દીધુ કે ભગવાનના વાળ અને નખની શોભા દેવાધીન છે અર્થાત્ ભગવાનના વાળ અને નખની કાયમી શોભા દેવો ટકાવી રાખે છે—વાળો કે નખો અવ્યવસ્થિત ન થાય તે માટે દેવો બરાબર ધ્યાન રાખે છે. શરીર તો ભગવાનનુ માનવી છે અને તેનો સ્વભાવ પણ માનવી છે, આ બધુ હોવા છતા ભક્ત-દૃષ્ટિ તેમા વચ્ચે દેવોને લાવી ભગવાનની ભક્તિ માટે ઊજમાળ થતી હોય તો ભલે થાય

**શ્રીવત્સ**

૪૭ શ્રીવત્સનો અર્થ આપતા આચાર્ય હેમચંદ્ર કહે છે કે "श्रिया युक्तो वत्सो वक्षोऽनेन श्रीवत्सः रोमावर्तविशेषः" કાંડ ૨,

શ્લોક ૧૩૬, અભિધાનચિંતામણિ. રુંવાટાનો એક ખાસ પ્રકારનો વળાંકો તે શ્રીવત્સ. જેની છાતીમાં એ વિશિષ્ટ પ્રકારનો રુંવાટાનો વળાંકો હોય તે સુલક્ષણો કહેવાય એવો લોકવાદ છે. શ્રીવત્સવાળી છાતી હોવાને લીધે કૃષ્ણનું એક નામ શ્રીવત્સ પણ છે. 'વત્સ'નો અર્થ 'વક્ષ–છાતી' થાય છે. જેને લીધે છાતી શોભાવાળી થાય તે શ્રીવત્સ. જે જે જિનબિંબો વર્તમાનમા દેખાય છે તે બધાંની છાતીના બરાબર મધ્ય ભાગમાં લંબચોરસ જેવું એક ઉપસેલુ નિશાન દેખાય છે અને એને 'શ્રીવત્સ' કહેવામા આવે છે. એ નિશાન કોઈ ઉપસેલા હાડકાની સ્મૃતિ કરાવે છે, ત્યારે 'શ્રીવત્સ' તો રુંવાટાનો ખાસ પ્રકારનો વળાંકો છે એ ધ્યાન દેવા જેવી વાત છે.

### મધ્ય ભાગ

૪૮ ભગવાનના શરીરના મધ્ય ભાગને મુસલ જેવો વર્ણવેલો છે. મુસલ–સાબેલું–નો મધ્ય ભાગ–જેને પકડીને ખંડાય છે તે ભાગ પાતળો હોય છે. આમા ભગવાનના શરીરનો મધ્ય ભાગ તેવો પાતળો કહેવાનો આશય જણાય છે. મધ્ય ભાગ પછી તરતજ કટી-ભાગનું વર્ણન છે, તેથી મધ્ય ભાગ અને કટી બન્ને જુદાં છે એ ન વિસરાય.

### એક હજાર આઠ સુલક્ષણો

૪૯ ઉત્તમ પુરુષના શરીરમા એક હજાર ને આઠ શુભતમ લક્ષણો હોય છે એ હકીકત જૈન ગ્રંથોમા વારંવાર આવે છે. પણ તે લક્ષણો ક્યાં ક્યા છે એ સંબંધી વીગતવાર હકીકત ક્યાય નજરે ચડતી નથી. હાથમા ચંદ્ર, સૂર્ય, શંખ, ચક્ર, સ્વસ્તિક વગેરેની જેવી રેખાઓ હોય અને પગમાં પર્વત નગર મગર સાગર ચક્ર વગેરેની જેવી રેખાઓ હોય–એ બધા શારીરિક સુલક્ષણો છે. ૧૦૦૮ અને ૧૦૮ ની સંખ્યા ઘણા સંપ્રદાયવાળાને તેમ જૈન લોકોને વિશેષ પ્રિય છે એનું કારણ શોધવા જેવું છે.

**આસ્રવ**

૫૦ વિશ્વ, રાષ્ટ્ર, સમાજ કે વ્યક્તિ–એ ચારેનાં શરીર કે મનને દૂભવનારી પ્રવૃત્તિનું નામ આસ્રવ. જે પ્રવૃત્તિથી વિશ્વની શાંતિમા ખલેલ પહોચે, જે પ્રવૃત્તિથી રાષ્ટ્રની શાતિ ભયમા આવી પડે, જે પ્રવૃત્તિથી સમાજની શાતિને જોખમ પહોચે અને જે પ્રવૃત્તિથી વ્યક્તિ વ્યક્તિની શાતિનો લોપ થાય તે પ્રવૃત્તિનું નામ આસ્રવ.

**અકિંચન**

૫૧ જેમની પાસે કિંચન–કાઈ–નથી તે અકિંચન. આવા અકિંચનો બે પ્રકારના હોય છે. એક તો ઐચ્છિક અકિંચન અને બીજા ઓઘ અકિંચન. ઓઘ અકિંચનો પોતાની વૃત્તિને શોધ્યા વિના માત્ર આવેગ કે દેખાદેખીથી અકિંચનપણું માણે છે, એથી તેઓ અકિંચનો દેખાવા છતા પોતાની અને પરની સમાધિમા વિઘ્નરૂપ બને છે, તેમનામા તૃષ્ણા કામ લોભ ઈર્ષ્યા અહંકાર વગેરે વૃત્તિઓ પડેલી હોય છે, તેમાની એક વૃત્તિને પણ તે ઓઘ અકિંચનો વિવેક ન હોવાને કારણે દાબી શકતા નથી, ઉલટું તે વૃત્તિઓના તેઓ દાસ બનેલા હોય છે. એથી ઓઘ અકિંચનોનો મોટો ભાગ સમાજ, રાષ્ટ્ર, વિશ્વ કે વ્યક્તિની શાતિને હાનિ પહોચાડનારો થાય છે. જેઓ પોતાની વૃત્તિને તપાસી તાવીને અને પોતાના બળ સામર્થ્ય અને મર્યાદા વગેરેને બરાબર સમજીને ઇચ્છાપૂર્વક અકિંચનપણુ સ્વીકારે છે, તેઓ ઐચ્છિક અકિંચનો છે. આવા જ અકિંચનો પોતાનો વિકાસ સાધી શકે છે અને વ્યક્તિ સમાજ રાષ્ટ્ર કે વિશ્વની શાતિમાં પોતાનો ફાળો નોધાવી શકે છે. ભગવાન મહાવીર આ જાતના અકિંચન હતા, પણ ઓઘ અકિંચન ન હતા. સંસારનો પ્રત્યેક પ્રાણી પોતાની અજ્ઞાનતાને લીધે દુઃખના પંકમા ફસાએલો છે. સસારમા અજ્ઞાન અને દુઃખની માત્રા એટલી બધી વધારે છે કે તેનો એટલે સમસ્ત સંસારના સમગ્ર અજ્ઞાન અને સમગ્ર દુઃખનો સમૂળ નાશ, કોઇથી કોઇ પ્રકારે થઇ

શક્યો નથી, થઇ શકતો નથી અને હવે પછી થઇ શકશે કે કેમ એ પ્રશ્ન છે. આમ છતાય જે મહાન આત્માઓનું હૃદય એ દુઃખ-પરંપરાને જોતાંજ કકળી ઊઠે છે, તેઓ તે દુઃખના સાધનરૂપે કદી પણ બનતા નથી અને એવા સાધનભૂત ન થવા માટેજ તેઓ ઐચ્છિક ગરીબીને સ્વીકારે છે. ઐચ્છિક ગરીબીને વરેલાજ મહાનુભાવો ખરા અકિંચન છે.

## શ્રમણવૃંદમાં પરિવર્તન કરનાર

૫૨ આ અર્થ માટે મૂળ સૂત્રમાં 'समणगविंदपरिअट्टए' શબ્દ આવેલો છે. ટીકાકાર 'પરિઅટ્ટએ'નું સંસ્કૃત રૂપાંતર 'પરિવર્તક' આપે છે. શ્રમણ સંસ્કૃતિમા ભગવાને જે ક્રાતિ કરેલી છે તેને આ વિશેષણ બરાબર બંધબેસતું છે. પાર્શ્વનાથ ભગવાનની પરંપરામાં જે શૈથિલ્ય પેઠેલું, તેને દૂર કરવા અને શ્રમણ સંસ્કૃતિનું તેજ વધારવા ભગવતે ચાર યમના પાંચ યમ કરેલા, પોતાની જીવનચર્યામા અચેલકત્વ ઉપર વધારે ભાર મૂકેલો અને કેટલીક સામાજિક હિંસાઓને દૂર કરવા તેમણે જાતિવાદને દૂર કરી ગુણવાદને અગ્રસ્થાને સ્થાપેલો, તેમજ સ્ત્રીઓ અને પછાત ગણાતા લોકોને ઊંચે ચડાવવા તેમને પોતાના તીર્થમા સારું સ્થાન આપેલું. ભગવંતનુ આ 'પરિવર્તક' વિશેષણ આ બધા ભાવને બરાબર સૂચિત કરે છે. ટીકાકાર તો 'પરિવર્તક'નો અર્થ 'વૃદ્ધિકારી' બતાવે છે પણ એ અર્થ વ્યુત્પત્તિની દષ્ટિએ સંગત છે કે કેમ એ વિચારવા જેવુ છે.

## ચોત્રીશ અતિશયો

૫૩ સમવાયાંગ સૂત્રમાં ચોત્રીશ બુદ્ધાતિશયો આ પ્રમાણે જણાવેલા છેઃ ૧ કેશ દાઢીમૂંછ રુંવાડા અને નખ એ બધા ન વધે. ૨ કાયા નિરોગી અને પવિત્ર રહે ૩ માસ અને લોહી ગોક્ષીર જેવું ધોળું હોય. ૪ શ્વાસોચ્છ્વાસ પદ્મગંધી ૫ કમળ ચર્મચક્ષુવાળા

ન જોઇ શકે તે રીતે આહાર અને નિહાર પ્રચ્છન્ન રહે. ૬ પ્રકાશવાળું ચક્ર. ૭ પ્રકાશવાળુ છત્ર. ૮ પ્રકાશવાળા ધોળા ચામરો. ૯ આકાશ જેવું સ્વચ્છ સ્ફટિકમય અને પાદપીઠ સહિત સિંહાસન. ૧૦ ઘણો ઉંચો ઇંદ્રધ્વજ (આ ચક્ર વગેરે બધું ભગવાનની આગળ આગળ ચાલે). ૧૧ જ્યા જ્યા અરિહંત ભગવતો ઊભા રહે કે બેસે ત્યા યક્ષદેવો અશોકવૃક્ષને તત્કાળ નીપજાવે. ૧૨ મસ્તકના પાછળના ભાગમા તેજોમડળ-ભામંડળ. ૧૩ ભગવાન જ્યા ચાલે તે ભૂભાગ સરખો સપાટ બની જાય. ૧૪ રસ્તામા આવતા કાંટા ઊધા વળી જાય. ૧૫ ઋતુઓ બધી નિયમિત અવિપરીત–રહે. ૧૬ સુગંધી શીતળ અને ઠડા વાયુ વડે યોજનપરિમિત ભૂભાગ સાફ થઈ જાય. ૧૭ તે ભૂભાગની ધૂળ બેસી જાય તે પ્રકારે તેના ઉપર મેઘનો છંટકાવ થાય. ૧૮ પાચે રંગના સુગંધી ફૂલોની ઢીચણ ઢીંચણ જેટલી ભરચક વૃષ્ટિ થાય. ૧૯ નહિ ગમતા શબ્દો સ્પર્શો અને રસો રૂપો અને ગધો દૂર થઇ જાય. ૨૦ મનગમતા શબ્દો સ્પર્શો રસો રૂપો અને ગંધોનો પ્રાદુર્ભાવ થાય. ૨૧ યોજન સુધી સંભળાય તે રીતે ભગવાનનો સ્વર નીકળે. ૨૨ ભગવાનની દેશના અર્ધમાગધી ભાષામા થાય. ૨૩ ભગવાન દેશના તો અર્ધમાગધી ભાષામા કરે છતાં તેમને સાભળવા આવેલા બધા આર્યો અનાર્યો વગેરે તેમને સમજી શકે. ૨૪ પરસ્પર વૈરવાળા દેવો અસુરો રાક્ષસો વગેરે ભગવાનની પાસે ઉપશાત થાય. ૨૫ અન્યતીર્થિકો પણ ભગવાનને નમસ્કાર કરે. ૨૬ તેઓ ભગવાનની પાસે આવતા નિરુત્તર થઇ જાય. ૨૭ જે બાજુ ભગવાન વિહાર કરે તે તરફમાં આજુબાજુ પચ્ચીશ પચ્ચીશ યોજન સુધી ઈતિ ન થાય. ૨૮ મરકી ન થાય. ૨૯ સ્વચક્રનો ભય ન રહે. ૩૦ પરચક્રનો ભય ન રહે. ૩૧ અતિવૃષ્ટિ ન થાય. ૩૨ અનાવૃષ્ટિ ન થાય. ૩૩ દુકાળ ન પડે અને ૩૪ જે રોગો ચાલતા હોય તે પણ જલદીજ શમી જાય.

વૈદિક પરંપરાએ અને બૌદ્ધ પરંપરાએ પણ પોતપોતાના તે તે પ્રવર્તકો માટે આવા આવા વા આથીય વધારે અદ્‌ભુતતાવાળા અતિશયો નોંધેલા છે, એ ભૂલવું ન જોઇએ.

આ અતિશયોની ગણનામા શાસ્ત્રીય એકવાક્યતા જણાતી નથી, તેથી પ્રવચનસારોદ્ધારમા અને અભિધાનચિંતામણિમા વળી આ અતિશયો વધઘટ કરીને બીજી રીતે બતાવેલા છે. તેમા જે ભેદ છે તે આ પ્રમાણે છેઃ યોજનપ્રમાણ ભૂભાગમાં ત્રણ જગતનો જનસમુદાય માઇ શકે. ભગવાન એકમુખી છતા ચતુર્મુખ બ્રહ્મા જેવા ભાસે. મણિકંચનમય નવ કમળોની રચના થાય. શુભ શકુનો થાય. વૃક્ષો પ્રણામ કરે અને દુંદુભીઓ વાગે (પ્રવચનસા૦). ભગવાનની આજુબાજુ ચારે પ્રકારના દેવો ક્રોડની સંખ્યામા રહ્યા કરે. ત્રણ ગઢની રચના થાય (અભિધાનચિંતા૦). આમાના કેટલાક અતિશયો જન્મથી હોય છે, કેટલાક કર્મક્ષયથી ઉપજેલા હોય છે અને કેટલાક દેવોએ બનાવેલા હોય છે, એવો વિભાગ ટીકાકારોએ બતાવેલો છે. ભગવાન અને ગોશાલકનો પ્રસંગ, ભગવાન અને જમાલિનો પ્રસંગ, ભગવાન અને ગાંગેયનો પ્રસંગ, ભગવાન અને સોમિલનો પ્રસંગ, ભગવાનના સમસમયી અને પાર્શ્વવર્તી કોણિક તથા હલ્લવિહલ્લ વચ્ચે યુદ્ધનો પ્રસંગ, ભગવાનના શરીરમા રોગનું થવું વગેરે વગેરે, ભગવાનના જીવનપ્રસંગો જોતાં આ બધુ ભક્તજનોનું ભક્તિપ્રદર્શન ભાસે છે. ભગવાનનો પુણ્યપ્રકર્ષ અપરિમિત હતો એ ખરૂ, પણ તેનું આ રીતે માપ કેમ નીકળી શકે? ખરૂ કહીએ તો એમના પુણ્યપ્રકર્ષનું માપ કાઢવાની ભાષા જ આપણી પાસે નથી. ઉપર જે માપ કાઢી બતાવ્યું છે તે તો કવિની ભાષા છે. ભલે કદાચ એવી ભાષાથી ભક્તોની ભક્તિ વધે અને ભગવાનના ગુણાનુરાગ તરફ ઢળે, પણ એવી ભાષાથી કોઈ વિવેકી જન ભગવાનના સ્વરૂપ સંબંધી ભુલાવામાં ન પડે, માટે જ આચાર્ય સમંતભદ્ર જણાવે છે કે–

देवागम–नभोयानचामरादिविभूतयः ।
मायाविष्वपि दृश्यन्ते नातस्त्वमसि नो महान् ॥

અર્થાત્–ઈંદ્રજાળ કરી બતાવનારા, પોતાની પાસે દેવો આવે છે એવું બતાવી શકે છે અને ચામર વગેરેને અદ્ધર રાખી બતાવે છે. હે ભગવન્! અમારે મન તું, તારી પાસે દેવો આવે છે તેથી મોટો નથી પણ તારૂં વીતરાગપણું જ તારી મહત્તાનું ખરૂં કારણ છે એમ હું માનું છું.

## વચનના પાંત્રીશ ગુણ

૫૪ "સત્યવચનના પાંત્રીશ અતિશયો જણાવેલા છે" એમ સમવાયાગસૂત્રમા મૂળમા લખેલુ છે. એ માટે મૂળમા "पणतीसं सच्चवयणाइसेसा पण्णत्ता" એવું વચન છે પણ એ પાત્રીશ અતિશયો કયા કયા છે? એ બાબત મૂળમા કશુંય જણાવેલુ નથી. મૂળના એ વચનની ટીકા કરતા આચાર્ય શ્રી અભયદેવ જણાવે છે કે– "સત્યવચનના આ અતિશયો આગમમા દીઠામા આવ્યા નથી પણ ગ્રંથાતરમા નોધેલા છે." [ "सत्यवचनातिशया आगमे न दृष्टाः एते तु ग्रन्थान्तरदृष्टाः संभाविताः" સમવાયાગ ટીકા પૃ. ૬૩ ] ટીકાકારના આ ઉલ્લેખ ઉપરથી 'આ અતિશયો આગમિક છે કે નહિ?' એવો પ્રશ્ન જરૂર ઉઠી શકે છે. એના સમાધાનનું આ સ્થાન નથી પણ એ વસ્તુ વિચારણીય તો ખરી જ. ટીકાકારે એ પાત્રીશ અતિશયો આ પ્રમાણે બતાવેલા છે: ૧ સંસ્કારિતા, ૨ ઉદાત્તતા, ૩ ઉપચારોપેતતા, ૪ ગાભીર્ય, ૫ પડછંદો પડવો, ૬ સરળતા, ૭ સંગીતયુક્તતા, ૮ મહાર્થતા, ૯ પૂર્વાપર અવિરોધ, ૧૦ શિષ્ટતા, ૧૧ અસંદિગ્ધતા, ૧૨ અખંડનીયતા, ૧૩ હૃદયંગમતા, ૧૪ દેશ અને કાળનુ અનુસરણ, ૧૫ તત્ત્વાનુરૂપતા, ૧૬ અતિવિસ્તર અને અસંબદ્ધ અધિકાર રહિતતા, ૧૭ પદોની પરસ્પર સાપેક્ષતા, ૧૮ અભિજાતતા, ૧૯ અતિસ્નિગ્ધ મધુરતા, ૨૦ પરમર્મનો અપ્રકાશ, ૨૧ અર્થ અને ધર્મ સાથેનો સંબંધ, ૨૨ ઔદાર્ય, ૨૩ પરનિંદા અને સ્વપ્રશંસાનો

અભાવ, ૨૪ પ્રશસ્યતા, ૨૫ વ્યાકરણનો અવિરોધ, ૨૬ સતત કુતૂહલ જનકતા, ૨૭ અદ્ભુતતા, ૨૮ અતિવિલંબરહિતતા, ૨૯ વિક્ષેપ વહેમ વગેરે દૂષણનું ન હોવું, ૩૦ હકીકતોની નવીનતા, ૩૧ ખાસ પ્રકારની વિશેષતા, ૩૨ વર્ણ પદ અને વાક્યોની ઘટના, ૩૩ સાહસયુક્તતા, ૩૪ અખેદ અને ૩૫ વિવક્ષિત અર્થની સિદ્ધિ.

## આકાશગત છત્ર વગેરે

૫૫ સમવાયાંગના મૂળમાં 'આકાશગત' અર્થનો સૂચક 'આગાસગ' શબ્દ આપેલો છે. તેનો અર્થ કરતાં ટીકાકાર લખે છે કે—"तथा 'आगासग'त्ति आकाशगतं व्योमवर्ति आकाशकं वा प्रकाशकम् इत्यर्थः × × × एवम् आकाशगं छत्रं छत्रत्रयम् × × × आकाशके प्रकाशके श्वेतवरचामरे × आगासफालिहामयं त्ति आकाशमिव यद् अत्यन्तम् अच्छम् स्फटिकम् तन्मय सिंहासनम् × 'आगासगओ 'त्ति आकाशगतोऽत्यर्थं तुङ्ग इत्यर्थः" — (પૃ. ૬૧). ટીકાકારના કહેવા પ્રમાણે 'આગાસગ' શબ્દના ત્રણ અર્થો થયા. એક તો પ્રકાશક–પ્રકાશ આપતું–ચમકતું, બીજો ઘણું ઉંચું અને ત્રીજો વ્યોમમા રહેતું–અદ્ધર રહેતું, આ ત્રણ અર્થોમાથી આહીં જે અર્થ સંગત થઇ શકે તેમ હોય અને સ્વાભાવિક જેવો લાગતો હોય તે લેવો વધારે વ્યાજબી છે. એકલો 'અદ્ધર' અર્થ જ લેવાનો હોત તો ટીકાકાર એ એક જ અર્થનું સમર્થન ન કરતા ત્રણ અર્થો શામાટે બતાવત ? વળી, મૂળમાં 'छत्त' એવું એકવચન છે છતા ટીકાકાર તેનો અર્થ 'ત્રણ છત્ર' કરે છે. 'ત્રણ છત્ર' જ અર્થ હોત તો 'ચામરાઓ' (ચામરો)ની પેઠે મૂળકાર જ 'छत्तं' ને બદલે 'छत्ताइं' લખી શકત, પણ મૂળમા 'छत्तं' એ એકવચન છે માટે ટીકાકારનો અર્થ સ્વીકારતા જરૂર વિચાર કરવો ઘટે.

## આગળ ખેંચાતો

૫૬ 'ધર્મધ્વજ'ને દેવો ખેંચે છે એનો ઉલ્લેખ ઉવવાઇય

સૂત્રમા છે. “ धम्मज्झएणं पुरओ पकड्ढिज्जमाणेण । 'पकड्ढिज्जमाणेणं' ति देवैः प्रकृष्यमाणेन इति” — ( પૃ० ૨૧–૨૨ ) ધર્મધ્વજની પેઠે છત્ર ચામર વગેરે પણ દેવો ધરી રાખતા હશે એટલે એ બધું તદ્દન અદ્ધર–નિરાધાર–ચાલે છે એમ તો કેમ કહેવાય ? આચાર્ય હેમચંદ્ર તો કહે છે કે રત્નમય ધ્વજ વગેરે બધું અદ્ધર ચાલે છે.

खे धर्मचक्र चमराः सपादपीठं मृगेन्द्रासनमुज्ज्वल च ।
छत्रत्रय रत्नमयध्वजोऽङ्घ्रिन्यासे च चामीकरपङ्कजानि ॥
( અભિધાનચિંતામણિ કાંડ ૧ લુ શ્લો० ૬૧ )

## ચૌદ હજાર શ્રમણો

૫૭ ભગવાનના વિહારનો આ બધો વર્ણક ટીકાકારની ભલામણ પ્રમાણે ઉવવાઇય સૂત્રમાથી લીધેલો છે. ઉવવાઇય સૂત્રના મૂળમા “चउदसहिं समणसाहस्सीहिं छत्तीसाए अज्जिआसाहस्सीहिं” એ પાઠ તો છે, પરંતુ ટીકાકારે એ સબંધે કશી હકીકત લખી નથી એ જરૂર વિચારવા જેવું તો ખરુંજ. અને એમ છે માટે ઉવવાઇય સૂત્રના સંપાદકે મૂળના એ પાઠને ( ) આવા નિશાનમા મૂકેલો છે અને તે ઉપર “એ વચન વ્યાખ્યાનુગામી નથી” એવું ટિપ્પણુ કરેલુ છે. ટીકાકાર અને ટિપ્પણકારનું વલણ એ મૂળ પાઠ સંબંધે સંદેહ ઉપજાવે એવું જણાય છે અર્થાત્ ભગવાન વિહાર કરતા હશે ત્યારે દરેક ઠેકાણે તેમની સાથે ચૌદ હજાર સાધુઓ અને છત્રીશ હજાર સાધ્વીઓ હમેશા રહેતાજ હશે એ નક્કી ન કહી શકાય પણ એ વચન ઉપરથી તેમના શ્રમણ શ્રમણીના પરિવારનું માપ તો જાણી શકાય.

## ઘણા લોકો

૫૮ કોઇ પરિવર્તનકારી કે સંશોધક વક્તા આવે ત્યારે સંપ્રદાયના ભેદભાવ વિના દરેક પ્રજા તેને સાંભળવા ઇચ્છે છે એવું

લોકમાનસ આજે પણ છે, તો પહેલાં પણ એવું જ હોય એમાં શી નવાઇ ?

### ઉગ્રો

૫૯ ઉગ્ર ભોગ રાજન્ય ક્ષત્રિય ભટ યોધ મલ્લકિ લિચ્છવિ વગેરે, તે સમયના પ્રસિદ્ધ પ્રસિદ્ધ રાજવંશોનાં ખાસ વિશેષ નામો છે એ ધ્યાનમાં રાખવાનુ છે, અર્થાત્ ભટો એટલે સુભટો, યોધો એટલે યુદ્ધ કરનારાઓ, એવો તે નામોનો અર્થ બરાબર નથી.

### કેટલાક

૬૦ સભા સમિતિઓમા જનારાના માનસનુ આબેહૂબ ચિત્રણ આ કંડિકામાં છે.

### બલિકર્મ

૬૧ કોઇ ગૃહસ્થ જ્ઞાની પાસે ધર્મ સાંભળવા જાય કે રાજદરબારમાં જાય ત્યારે 'બલિકર્મ' કરીને જાય–એવા અનેક ઉલ્લેખો જૈન આગમોમા વિદ્યમાન છે. પણ એ 'બલિકર્મ' શું છે ? તે સંબંધી સ્પષ્ટ માહિતી મળતી નથી. 'પોતપોતાના ગૃહદેવો પાસે બલિ ચડાવવી–નિવેદ ધરવું–ભેટ ધરવી' એવો બલિકર્મનો અર્થ ટીકાકારે આપેલો છે. ("कृतं बलिकर्म स्वगृहदेवतानां यैः ते तथा"–ઉવવાઇય પૃ. ૫૯) આમા 'ગૃહદેવતા' કોણ અને તેનુ શું સ્વરૂપ–એ પ્રશ્ન ઊભો રહે છે.

### કહ્યું કે

૬૨ ભગવાનની ધર્મસંબોધક દેશના જે અહીં જણાવેલી છે તેનું મૂળ ઉત્તરાધ્યયન સૂત્રના નીચેનાં પદ્યોમા છે:

(૧) जे पावकम्मेहिं धणं मणुस्सा, समाययंति अमतिं गहाय ।
पहाय ते पास पयट्टिए नरे वेराणुबद्धा नरयं उवेंति ॥२॥

(२) वित्तेण ताणं न लभे पमत्ते इमम्मि लोए अदुवा परत्थ ॥५॥

(३) खिप्पं न सक्केइ विवेगमेउं तम्हा समुट्ठाय पहाय कामे ॥१०॥

(४) मुहुं मुहुं मोहगुणे जयंतं अणेगरूवा समणं चरतं ।
फासा फुसंति असमंजसं च ण तेसु भिक्खू मणसा पउस्से ॥११॥

—अध्ययन ४

(५) सुवण्णरुप्पस्स य पव्वया भवे सिया हु केलाससमा असंखया ।
नरस्स लुद्धस्स न तेहिं किंचि इच्छा हु आगाससमा अणंतया ॥४८॥

—अध्ययन ९

## સમવસરણ

૬૩ 'સમ્' અને 'અવ' ઉપસર્ગપૂર્વક 'સૃ-સરકવું-જવુ' ધાતુમાથી 'સમવસરણ' શબ્દ નીપજેલો છે. ભગવાનના કે તેમના શિષ્યોના આગમનને સૂચવવા સૂત્રોમા અનેક ઠેકાણે 'समोसरइ' ક્રિયાપદ વપરાએલુ છે. આજની ભાષામાં 'પધારવું' ક્રિયાપદ જે ભાવને સૂચવે છે તે ભાવ એ 'समोसरइ' ક્રિયાપદનો જણાય છે. આ ઉપરથી 'સમવસરણ' નો પ્રથમ અર્થ 'પધારવું' થાય. બીજો અર્થ 'જુદા જુદા મતવાળાઓનો મેળો' થાય. 'વાદિઓનું સમો-સરણ' એ વાક્યમા તે બીજો અર્થ વપરાએલો છેઃ ("चत्तारि वाइसमोसरणा"—"वादिन. तीर्थिकाः समवसरन्ति अवतरन्ति एषु इति समवसरणानि—विविधमतमीलकाः"—(સ્થાનાગ પૃ. ૨૬૭–૨૬૮)

'સમવસરણ' નો ત્રીજો અર્થ રહેઠાણ—રહેવાનુ સ્થાન—થાય છે. ('समोसरणाइ'ति—समवसरणानि वसतयः × क्व भगवान् अवस्थितः इति जानीत—ભગવાન્ ક્યા—કયા મકાનમા—ઊતર્યા છે તે જાણો—ઉવવાઇય પૃ. ૬૧) અને ચોથો અર્થ ત્રિગડું—સમવસરણની રચના—થાય છે. ઉક્ત ત્રણે અર્થો તદ્દન સાદા સ્વાભાવિક છે ત્યારે આ ચોથો અર્થ વિશેપ અલંકારવાળો છે. અહીં તો ત્રીજો 'રહેઠાણ' અર્થ બંધ બેસે એમ છે.

## સૌધર્મ

૬૪ સૌધર્મ સ્વર્ગ અને સુધર્મા સભાના નામનો નિર્દેશ બૌદ્ધ-ગ્રંથમા પણ આવે છે. જુઓ ભગવતીસૂત્રનો મારો અનુવાદ ભાગ ૨, પૃ. ૧૨૯-૧૩૦ ટિપ્પણ.

## હર્ષવાળો

૬૫ ચિત્તમા ખરેખરો હર્ષનો ઉદ્રેક થતાં શરીર ઉપર તે ઉદ્રેકની જે અસર થાય છે તે, આ કંડિકામા પ્રત્યક્ષવત્ વર્ણવેલી છે.

## અજર અમર

૬૬ આ સ્થળે સૂર્યાભદેવના મુખમા શક્રસ્તવનો આખોય પાઠ મૂકવામા આવ્યો છે પણ તે સુપ્રસિદ્ધ હોવાને લીધે અહીં આપેલો નથી.

## ચિંતનરૂપ

૬૭ એક જ ભાવને બતાવવા પર્યાયરૂપ અનેક શબ્દો મૂકવાની પદ્ધતિ સૂત્રોમાં પ્રચલિત છે, પ્રાચીન વૈદિક વા બૌદ્ધ ગ્રંથોમાંય તેવી વાક્યપદ્ધતિ યોજાએલી છે. વિવક્ષિત ભાવ ઉપર વિશેષ ભાર બતાવવા એક જ વાચ્ય માટે પણ અનેક શબ્દો મુકાતા હશે, પરંતુ ભાષામા એવું ઠીક ન જણાયાથી આ અનુવાદમાં એ પદ્ધતિ સ્વીકારી નથી.

## ક્ષમકર

૬૮ ટીકાકાર 'ક્ષગ'નો અર્થ 'સંગતિ' બતાવે છે (ક્ષમાય-ક્ષસંગતત્વાન-રાયપસેણઇય પૃ. ૧૦૨ )

## કહી સંભળાવો

૬૯ ભગવાન કેવળજ્ઞાની છે એ હકીકત તો સૂર્યાભદેવ જાણતો જ હશે અર્થાત્ સૂર્યાભદેવ જેમને મોકલે છે એવા આભિયોગિક દેવોના નામ ગોત્રો ભગવાનના ધ્યાન બહાર નથી, છતા આવશ્યિનાન

ધરાવતો સૂર્યાભ વિબુધ પોતાના આભિયોગિકોને એવી ભલામણ કરે છે કે તમો ભગવાનને તમારાં નામ ગોત્રો કહી સંભળાવો, તો તે વંદનવિધિનો એક તત્કાલિન પ્રકાર હશે.

**પુષ્પો**

૭૦ ભક્તોનું અતિશય ભક્તિથી આવેગવાળું હૃદય એકવાર તો કંઇ કંઇ કલ્પનાઓ કરી બેસે છે અને પછી સ્વસ્થ થતા તે કરેલી કલ્પનાઓમા પોતાનીજ બુદ્ધિ જ્યારે વિસંવાદ ઊભો કરે છે ત્યારે તેનું નિરાકરણ કરવા વળી બીજી કેવી વિચિત્ર કલ્પનાઓ કરવી પડે છે, તેનો આ એક સારરૂપ નમૂનો નીચે પ્રવચનસારોદ્ધાર પૃ. ૧૦૭ માથી અહીં ઊતારેલો છે:

"ભગવાનની સમવસરણભૂમિમા દેવો પુષ્પોની વૃષ્ટિ કરે છે એ તો ખરું, પણ ત્યારે એ પુષ્પવાળી ભૂમિમા જીવદયાપ્રધાન જીવન ગાળનારા સાધુઓ બેસે શી રીતે? પુષ્પો ઉપર સાધુઓ બેસે તો તે બિચારા મૂગા પુષ્પો કચરાય–દુઃખ પામે અને કોઇ પણ પ્રાણીને દુઃખ ન દેવાના વ્રતવાળા સાધુઓ એ ગરીબ પુષ્પોને દૂભવે ખરા? આના જવાબમા કેટલાક કહે છે કે સમવસરણભૂમિમા વરસેલા પુષ્પો સજીવ જ હોય છે એમ નથી, નિર્જીવ પણ હોય છે એટલે તેમના ઉપર બેસવાથી તેમને દુઃખ થવાનો સંભવ નથી. કેટલાકોએ આપેલો આ ઉત્તર ખરો છે એમ પ્રવચનસારોદ્ધારના ટીકાકાર નથી માનતા. તેઓ તો કહે છે કે ત્યા વરસેલા બધાય પુષ્પો નિર્જીવ નથી હોતા, સજીવ પણ હોય છે, ત્યારે હવે ત્યા સાધુઓને બેસવાનુ કેમ થાય? આ માટે વળી કોઈ બીજા બીજેજ જવાબ શોધી કાઢે છે કે જ્યા જ્યા સાધુઓ બેસવાના હોય છે ત્યાં સજીવ પુષ્પોની વૃષ્ટિ નથી થતી પણ નિર્જીવની થાય છે. પ્રસ્તુત ટીકાકારની નજરમા તેમનો આ ઉત્તર પણ બરાબર નથી. ટીકાકાર કહે છે કે સમવસરણભૂમિમા બેસવા આવતા સાધુઓ કાઇ

લાકડાની પેઠે હાલ્યા ચાલ્યા વિના બેસી જ રહે છે એમ નથી, તેઓ તો ત્યા જાવઆવ પણ કરે છે, એટલે રસ્તામા આવતા સજીવ પુષ્પો કચરાવાના અને દુઃખી થવાનાં તેનુ શું ? આ બધી હકીકત ધ્યાનમા લઈ પ્રવચનસારોદ્ધારના ટીકાકાર એક તદ્દન વિલક્ષણ જવાબ ઘડી કાઢે છે અને તે આ છેઃ સમવસરણભૂમિમા વરસેલા પુષ્પો સજીવ હોય છે, એ વાત ખરી કિંતુ પરમકારુણિક તીર્થંકર ભગવાનનો એવો પ્રભાવ છે કે જેને લીધે તે પુષ્પો કચરાતાં છતા ય લેશ માત્ર ત્રાસ અનુભવતા નથી, ઉલટું જાણે તે પુષ્પો અમૃતરસથી સિંચાતા હોય એવો આનદ અનુભવે છે. અંતમાં ટીકાકાર કહે છે કે અમારો આ ઉત્તર બધાય ગીતાર્થ પુરુષોને સમત છે." આ વિશે અનુવાદકનો વિશેષ કહેવાનો અધિકાર નથી, પણ યજ્ઞમાં કામ આવતો પશુ યજ્ઞ-મંત્રના પ્રભાવને લીધે લેશ પણ દુઃખી થતો નથી, એવી વૈદિક પરંપરાની દલીલ અહીં યાદ આવે છે. બધા સંપ્રદાયોમા આવી આવી અમર્યાદ અદ્‌ભુત કલ્પનાઓથી ભક્તિમાર્ગ કેટલો બધો વિકૃત થયો છે એ કોની જાણમા નથી ?

## વૈક્રિય સમુદ્‌ઘાત

૭૧ આ ક્રિયાનુ વાસ્તવિક સ્વરૂપ સમજાતું નથી. જૈન સૂત્રોમા આ વિશે માહિતી તો ઘણી મળે છે પણ આ ક્રિયા અનુભવ બહારની થઈ જવાથી એ માહિતી શબ્દસ્પર્શ ઉપરાત બીજું કશું બતાવી શકતી નથી. યોગીઓ પોતાના શરીરમા ધારે એવો ફેરફાર કરી શકે છે એમ સંભળાય છે, તેમ દેવો પણ તેમને જ્યા જ્યા જવું હોય તે તે સ્થાનને યોગ્ય પોતાનાં શરીર બનાવવામા આ ક્રિયાનો ઉપયોગ કરે છે એમ આગમવચન કહે છે. પાતંજલ યોગશાસ્ત્રપ્રસિદ્ધ 'નિર્માણકાય'ની ક્રિયા જેવી આ સમુદ્‌ઘાતની ક્રિયા લાગે છે અને તે એક પ્રકારની શક્તિરૂપ છે. આગમ તો કહે છે કે

તે ક્રિયા માનવોમા પણ સંભવી શકે છે પણ તેને કેમ મેળવવી સિદ્ધ કરવી એ બાબત વિશેષ જણાવેલુ નથી. ગરમ પ્રદેશનો માનવ ઠંડા પ્રદેશમા જાય ત્યારે તે પોતાના શરીર ઉપર ગરમ કપડા પહેરે છે, ઓઢે છે, તેમ દેવસૃષ્ટિમા રહેનારા લોકો જ્યારે માનવસૃષ્ટિમા આવે છે ત્યારે તેમને પોતાના શરીરની રચના બદલવી પડતી હશે એમ આગમવચન ઉપરથી લાગે છે. આ વિશે વિશેષ તર્ક જઇ શકતો નથી, તેમજ તેમ કરવાના અર્થાત્ શરીરપરિવર્તનના કારણ સંબધે પણ કશું કહી શકાતુ નથી.

## તે દેવોએ સંવર્તક વાયુની

૭૨ મૂળમા આ સ્થળે વાળીઝૂડીને સાફ કરવા બાબત નીચેનુ ઉદાહરણ મૂકેલુ છે.

જેમ એક કોઈ ઝાડુવાળાનો છોકરો હોય—તે જુવાન બળવાન નિરોગી સ્થિર બાંધાનો સાફસૂફની કળામા સિદ્ધહસ્ત લાબા અને સીધા હાથવાળો હોય, કૂદવું ટપી જવું વગેરે ક્રિયામા કુશળ હોય, અને વળી મેધાવી દક્ષ તથા વાગ્મી હોય, એવો તે છોકરો પોતાના હાથમાં એક મોટી દંડસંપુચ્છની, શલાકાહસ્તકા કે વેણુશલાકામયી અર્થાત્ એક મોટી સાવરણી લઈ કોઇ રાજાના આગણાને કે અંતઃપુરને ધીરે ધીરે સાફ કરે વા દેવળને સભાને પરબને આરામને કે ઉદ્યાનને વાળવા મડે તેમ એ આભિયોગિક દેવોએ તે સંવર્તક વાયુ-દ્વારા એ ભૂમિભાગને વાળી ઝૂડીને સાફ કર્યો. (મોટા દાડાવાળી સાવરણી તે દંડસંપુચ્છની. જેના હાથામા સળીઓ જડેલી છે તે શલાકાહસ્તકા અને વાસડાની સળીઓથી બનેલી સાવરણી તે વેણુ-શલાકામયી – આ બધા જુદી જુદી સાવરણીના નામો છે ).

## સ્વચ્છ કર્યું

૭૩ ૩૨ મી કંડિકા જુઓ.

### વાદળની રચના

૭૪ આ ઉપરથી એમ લાગે છે કે પાણી વરસાવવા માટે કૃત્રિમ વાદળાની રચના પ્રાચીન સમયમાં થતી હશે. આ યુગના વૈજ્ઞાનિકો પણ એવી કોઇ ચોક્કસ ફળદ્રુપ શોધ પાછળ મંડ્યા છે ખરા.

### ગાજી ઉઠયા

૭૫ વધારેમાં વધારે દૂર બાર યોજનથી આવનારો શબ્દ આપોઆપ શ્રોત્રગ્રાહ્ય થઇ શકે છે પણ તેથી વધારે દૂરથી આવતો શબ્દ કોઇ બીજા સાધન વિના એની મેળે—આપોઆપ—શ્રોત્રગ્રાહ્ય થઇ શકતો નથી. એવો શ્રોત્રેંદ્રિયના વિષયને લગતો સાધારણ નિયમ જૈનશાસ્ત્રમાં છે. અહીં સૂર્યાભદેવનું વિમાન લાખ યોજનનુ બતાવેલું છે, તેમાની સુઘોષા ઘંટા યોજનના ઘેરાવાવાળી છે, તે ઘંટા વગાડ્યા પછી તેના શબ્દનો રણકો લાખ યોજનના એ આખાય વિમાનમાં પહોચી ગયાનું જણાવેલું છે; પણ એવું બને શી રીતે ? ઉપર્યુક્ત સાધારણ નિયમ પ્રમાણે તો બાર યોજન કરતા વધારે છેટેથી આવતો શબ્દ કોઈ પણ બીજા સાધનના ઉપયોગ વિના એની મેળે શ્રોત્રગ્રાહ્ય થઈ શકતો નથી, તો પછી એ ઘંટાનો રણકો લાખ યોજન પ્રમાણવાળા વિમાનમા બધે શી રીતે પહોચી શકયો હશે ? ટીકાકાર પોતે આવી શંકા ઉઠાવે છે અને તેનું સમાધાન આપતાં તે પોતે જ કહે છે કે એ તો બધું દેવના પ્રભાવથી બની શકે છે, માટે એ વિશે કોઇ તર્ક કે શંકાને અવકાશ નથી.

### સમજીને

૭૬ જુઓ ટિપ્પણ ૬૦ મુ. પૃથ્વીપરના લોકો અને પૃથ્વીથી વિશેષ ઊંચે રહેતા દેવો એ બન્નેના માનસમા ઝાઝો ફેર જણાતો નથી.

### લાગી પડયા

૭૭ દેવો એક ફૂંક મારે ત્યા એક તો શું પણ એક સામટાં હજારો વિમાનો ખડા થઈ જાય એવો દેવોની દિવ્યશક્તિનો અજબ-

ગજબ પ્રભાવ વર્ણવેલો છે અને બીજી તરફ વળી માનવીના ક્રમ પ્રમાણે તે દેવોદ્વારા વિમાનના ઘડતરની પ્રવૃત્તિ વર્ણવેલી છે. તો આ બધું વર્ણન, વર્ણનની ખાતર કવિસમયની દૃષ્ટિને લક્ષ્યમાં લઇને કરેલું છે કે તેમાથી બીજું કાઇ સમજવાનુ છે તે સમજી શકાતુ નથી.

### હંતરાગ-ઉચ્ચંતક

૭૮ આનો અર્થ સમજાતો નથી, પણ ગળી જેવા રંગનો તે કાઇ પદાર્થ હોવો જોઈએ એમ એના પ્રસંગ ઉપરથી જણાય છે.

### સુગંધી

૭૯ હીરા પન્ના મોતી કે મણિ વગેરે ઝવેરાતના ઊંચામા ઊંચા પદાર્થો સૌ કોઈને પ્રત્યક્ષ છે, તેમા પ્રકાશ તેજ ચળકાટ કે અમુક ખાસ પ્રકારનો રગ વગેરે તો દેખાય છે, પરંતુ તેમાના કોઇમા કોઇ પ્રકારનો ઉત્કટ ગધ હોવાનુ જાણ્યુ નથી. ત્યારે દેવસૃષ્ટિના એ મણિઓ વધુમા વધુ સુગંધી હોય છે એ એક નવું જાણવા જેવું ખરુ. પૃથ્વી ગંધવતી છે એ ખરી વાત, પણ મણિઓનો જેવો ગંધ અહીં વર્ણવેલો છે તેવા ઉત્કટતમ ગંધ, માનવીસૃષ્ટિના કોઇ પણ સ્થળમા નીપજેલા કે નીપજતા મણિઓમા જણાતો નથી, એ ધ્યાનમા રાખવા જેવુ છે.

### કોમળ કોમળતર

૮૦ મણિઓ જેવો પાષાણમય પદાર્થ સુંવાળામાં સુંવાળો-અતિશય લીસો હોઇ શકે ખરો, પણ તે, રૂ માખણ કે શિરીષ જેવો નરમ હોવાનુ કહેવામા એ દિવ્ય મણિઓની અતિશય સુંવાળપ બતાવવા મૂળકારે ઉપરની કંડિકામા એ વર્ણન આપેલું હશે.

### ઘડા જેવડું

૮૧ મોતીને ઘડા જેવડું કહેવામા મોતીની વધારેમા વધારે મોટાઇ બતાવવા પૂરતું આ વર્ણન હોઈ શકે.

## અંતરંગ સભા

૮૨ સૂર્યાભદેવ પોતે ત્રણ સભાઓ રાખતો હતોઃ અંતરંગ સભા મધ્યમસભા અને બાહ્યસભા. કોઇ રાજકર્તા, પોતાના વહીવટની સુવ્યવસ્થા માટે સભાઓની જે જાતની યોજના કરે છે તે જાતની આ દેવસભાની યોજના છે. તીર્થંકરોની પાસે આવવા સિવાય તે દેવોનો બીજો શું વહીવટ છે ? અને એ સભાઓ શામાટે સ્થપાએલી છે ? તે વિશે કશી માહિતી મળતી નથી. અથવા સ્વર્ગમા રત્ન વગેરેની ચોરી, અનાચાર, દેવીઓના અપહરણો વગેરે ગુન્હાઓ બને છે એવું કેટલાક બીજાં વર્ણનો ઉપરથી સમજાય છે, તો તે સંબંધી ન્યાય કરી સજા વગેરે આપવા એ સભાઓ યોજાએલી હોય તો ના ન કહેવાય; પરંતુ એ સભાના કોઇ સભ્યે અમુક દેવનો અમુક દંડ કે અમુક સજા કરી એવું ક્યાય વાંચેલુ નથી.

## વિમાનની પ્રદક્ષિણા

૮૩ વિમાન ઉપર ચડતાં પહેલા દેવ, તેની ફરતી પ્રદક્ષિણા કરે છે તે શું વિમાનની પૂજ્યતા બતાવવા માટે કે પોતાના નિવાસનુ બહુમાન સૂચવવા માટે ? જે લોકો નવા ઘરમાં પ્રવેશ કરવાના હોય છે તેઓ તેમા પેસતા પહેલા વાસ્તુશાસ્ત્રના નિયમ પ્રમાણે તે ઘરનું પૂજન કરે છે–શાતિકર્મ કરે છે અને ત્યારપછી તેઓ તેમાં રહેવા આવે છે, તેમ શું આ દેવ પણ નવા બનાવેલા વિમાનમા બેસતાં પહેલાં વાસ્તુશાસ્ત્રના નિયમને તો નહિ અનુસરતો હોય ? લોકો નવા ઘરનું પૂજન ન કરે તો તેમને નવા ઘરનો અધિષ્ઠાતા દેવ હેરાન કરે એવી લોકમાન્યતા છે, પણ દેવ નવા વિમાનની પ્રદક્ષિણા ન કરે તો વળી તેને બીજો કયો દેવ હેરાન કરે એમ છે ? અથવા આ વિમાનદ્વારા તે દેવ, તીર્થંકર ભગવંતના દર્શને જાય છે એટલે કદાચ તેણે તેની પ્રદક્ષિણા કરી હોય, અથવા કોઇ પોતાના વિરોધી દેવે વિમાનને કશું નુકસાન નથી કર્યુંને, એ જાણવા પ્રદક્ષિણા કરવાની પદ્ધતિ

હોય. પણ એ જ્ઞાન તો સૂર્યાભદેવ પોતાના અવધિજ્ઞાનથી જ મેળવી શકે છે ને ?

**નેજા**

૮૪ મૂળમા આ માટે 'सएहिं सएहिं णेज्जाएहिं' એવો પાઠ છે. ટીકાકાર આ પાઠ માટે કશું લખતા નથી. સંપાદકે આ પાઠ [ ] આવા નિશાનમા મૂકેલો છે તેથી એ પાઠ પાઠાતરરૂપ છે અને જે વાચનાની ટીકાકારે ટીકા કરી છે તે વાચનાનો નથી એમ જણાય છે. શબ્દની સમાનતા જોઇને અમે અહીં તેનો 'નેજા' અર્થ બતાવ્યો છે પણ તેનો સાચો અર્થ તો હોય તે ખરો.

**નિર્યાણમાર્ગ**

૮૫ આપણે જેમ કયાય પ્રવાસે જઈએ છીએ ત્યારે ભૂગોળ-વિદ્યાને આધારે ચોક્કસ કરેલા અમુક એક માર્ગ ઉપર પ્રવાસ કરીને ઇષ્ટ સ્થાને પહોચીએ છીએ, તેમ દેવો પણ તે જ રીતે પ્રવાસ કરતા જણાય છે. સૂર્યાભદેવ પોતાના નિવાસરૂપ સૌધર્મકલ્પથી જંબૂદ્રી-પમા આવવા માટે એ કલ્પથી ઉત્તર દિશાએ આવેલા નિર્યાણમા-ર્ગનો આશ્રય લે છે. મૂળ સૂત્રની એ હકીકત જ એમ બતાવી આપે છે કે સ્વર્ગલોક અને માનવલોક વચ્ચે જાવઆવ કરવાનો નિયત માર્ગ હોવો જોઇએ. મહાભારતમા તો અર્જુનને પ્રવાસ કરતો કરતો નિયત માર્ગે ઇદ્રને ત્યા પહોચેલો વર્ણવેલો છે. આ વિશે વિશેષ શોધખોળ થાય તો જરૂર અપૂર્વ હકીકત મળી શકે. આ માટે વધુ જાણવા સારૂ 'માનવેર આદિભૂમિ' અને મહાભારતમા વર્ણવેલો અર્જુનનો પ્રવાસ વગેરે પુસ્તકો ધ્યાનપૂર્વક વાચી જવા જોઇએ.

**વેગવાળી**

૮૬ દેવની ગતિનો વેગ લાખ યોજનનો છે. રેલ્વે મોટર કે વિમાનનો વેગ કલાકે અમુક માઇલનો હોય છે તેમ દેવની ગતિની

ઝડપ બતાવવા લાખ યોજનની સંખ્યા બતાવેલી છે. એ ઝડપનો સમય બતાવતા મૂળકાર 'विग्गह' શબ્દનો ઉપયોગ કરે છે. "जोयण-सयसाहस्सितेहिं विग्गहेहिं ओवयमाणे वीतीवयमाणे ताइ उक्किट्ठाए" એ મૂળપાઠનું વિવરણ કરતા ટીકાકાર જણાવે છે કે "दिव्यया देवगत्या योजनशतसहस्रकैः योजनलक्षप्रमाणैर्विग्रहैः क्रमैः अवपतन् अधस्तात् अवतरन्" ઇત્યાદિ (– પૃ૦ ૪૩) અર્થાત્ "એ સૂર્યાભદેવ પોતાની દિવ્ય દેવગતિના પ્રયોગદ્વારા લાખ યોજન પ્રમાણ વિગ્રહો વડે નીચે ઊતરતો ચાલ્યો આવે છે." ટીકાકારે વિગ્રહનો અર્થ 'ક્રમ' બતાવ્યો છે. 'ક્રમ'નો અર્થ 'પગલું' અથવા 'અનન્તરતા–અવ્યવધાન' થાય છેઃ "परंपरा–पादक्षेप–आनन्तर्य–पदसंधिषु अपि मङ्खः" અહીં અવ્યવધાન અર્થ વિશેષ સંગત છે. દેવ પોતે વિમાનમા બેઠેલો છે માટે પગથી તો ચાલતો જ નથી, એટલે એક લાખ યોજનની ગતિ જ્યારે એણે શરુ કરી ત્યારથી અવ્યવધાનપણે એ જ ઝડપે ચાલી રહ્યો છે. જ્યાંથી પોતે નીકળ્યો છે ત્યાથી જ તેનો એ વેગ છે. અર્થાત્ આપણી ભાષામા ક્ષણ કે પળ વા વિપળ જે શબ્દ કહીએ તે શબ્દ, લાખ યોજનની ગતિના કાળ માટે બધ બેસે એમ છે. જે વિપળે એ, લાખ યોજન ચાલ્યો ત્યારપછીના તુરતના વિપળે પણ તે એટલું જ ચાલ્યો અને એમ નિરંતર ચાલતો ચાલતો તે ઊતરતો આવે છે અર્થાત્ એ દેવની ગતિની ઝડપ એક વિપળે એક લાખ યોજનની કહેવાય એમ આપણે આપણા શબ્દમાં કહી શકીએ. શાસ્ત્રીય ભાષામા 'વિગ્ગહ' શબ્દનો 'વાક વળવું' પણ અર્થ પ્રસિદ્ધ છે. જ્યારે જીવ જન્માતર માટે પ્રયાણ કરે છે ત્યારે તેને ઘણીવાર વાક વળવો પડે છે સીધો ચાલતા ચાલતા જ્યારે તે વાક વળે છે–વાંક લે છે ત્યારે વાક વળતા એક સમય જેટલો વખત જીવને લાગે છે એટલે 'વિગ્રહ'નો અર્થ એક સમય પણ કહી શકાય. આ ઉપરથી એમ પણ કહી શકાય કે સૂર્યાભદેવની ગતિની ઝડપ એક સમયે લાખ યોજનની હતી. પળ કે વિપળ કરતા 'સમય' ઘણો સૂક્ષ્મ છે એમ

જૈનશાસ્ત્રકારો કહે છે એ ધ્યાનમા રહે. 'સમય' શબ્દ જૈનશાસ્ત્રનો પારિભાષિક શબ્દ છે..

**નંદીશ્વર દ્વીપ-રતિકર પર્વત**

૮૭ માર્ગમા આવતા આ રતિકર પર્વત અને નંદીશ્વરદ્વીપનો ઉલ્લેખ પણ સ્વર્ગલોક અને માનવલોકની વચ્ચે જાવઆવ કરવાના માર્ગની સાબીતી આપે છે. ૮૫ મું ટિપ્પણ જુઓ નદિ, મહાદેવના પ્રતીહારનું સુપ્રસિદ્ધ નામ છે તેનો (નંદિનો) ઇશ્વર તે નદીશ્વર અર્થાત્ મહાદેવ-શંકર, તેનો દ્વીપ-નિવાસસ્થાન તે નંદીશ્વરદ્વીપ એટલે હિમાલય એવો તો નંદીશ્વરદ્વીપનો અર્થ નહિ હોય ?

**જીત**

૮૮ આ માટે મૂળમા 'જીઅ' શબ્દ છે. ટીકાકાર તેનું સંસ્કૃત રૂપાતર 'જીત' આપે છે. જૈન પરિભાષામા 'જીત'નો અર્થ રિવાજ-પરાપૂર્વથી ચાલી આવેલી શિષ્ટસંમત રીત-થાય છે. એ શબ્દની મૂળ વ્યુત્પત્તિ જરૂર શોધવી જોઇએ, એ શોધાય તોજ એનો એ અર્થ અને તેની વ્યુત્પત્તિ વચ્ચેનો ખરો સબધ જાણી શકાય.

**પૂછ્યું**

૮૯ ટીકાકાર કહે છે કે ભગવાનની ધર્મદેશના સાભળ્યા પછી સૂર્યાભદેવને સંસાર ઉપરથી વિરાગ થયો અને તેથી જ તે તેમને પોતાની હકીકત પૂછવા લાગ્યો. ("सम्प्रति सूर्याभो देवः धर्मदेशनाश्रवणतो जातप्रभूततरसंसारविरागः स्वविषय भव्यत्वादिक पिपृच्छिषुर्यत् करोति तद् आह" —રાયપસેણઇય ટીકા પૃ૦ ૪૭)

**દેખાડું**

૯૦ ગૌતમ ગણધર ભગવાનના પ્રમુખ ગણધર, દ્વાદશાગીના ઉત્પાદક, ચૌદપૂર્વી, સર્વાક્ષરસંનિપાતી, શ્રુતકેવલી અને વળી ઉગ્રતપસ્વી-ઘોરતપસ્વી-તેમની આ જાતની શાસ્ત્રીય પ્રતિષ્ઠા માત્ર વર્ણક ન હોય અને સૂર્યાભદેવની સામે પણ તેઓ એ જ પ્રતિષ્ઠા ધરાવતા

હોય, એટલે તેમને જોતાં સૂર્યાભદેવને, તેમને નાટક દેખાડવાનો સંકલ્પ થાય એ બરાબર સંગત લાગતું નથી; માત્ર ગણધરના ગણના ઇતર ઊતરતી કોટિના સાધુઓને નાટક દેખાડવાનો સંકલ્પ હોય તો તે કાંઇક વાસ્તવિક લેખી શકાય.

**આદર ન આપ્યો**

૯૧ ભગવાનની સ્થિતપ્રજ્ઞ દશા જોતાં તેઓ સૂર્યાભદેવના સંકલ્પને આદર ન આપે તે જ સ્વાભાવિક છે પણ આ તરફ સૂર્યાભદેવની મનોભૂમિકા જોતા તે, તેમની પાસે નાટક કરી દેખાડવા સિવાય બીજું કરી પણ શું શકે? ભક્તોની બે કોટિ છે. એક તો મનસા વચસા કાયેન પોતાના ભજનીયને અનુસરનારા વા અનુસરવા માટે અતુલ પ્રયત્નશીલ રહેનારા અને બીજા તેમના માત્ર પ્રશંસકો. પ્રથમ કોટિના ભક્તો આવા બાહ્ય ઉપચારમાં પડતા નથી, એઓ તો ભજનીયના શુદ્ધ અનુસરણને જ પોતાની ભક્તિ સમજે છે; ત્યારે જેઓ ભજનીયને અનુસરવા જેટલા પ્રબળ પુરુષાર્થશાળી નથી હોતા તેઓ તેમના પ્રશંસકો રહીને તોય માને છે અને આવા પ્રશંસકો જ બાહ્ય ઉપચાર સિવાય બીજી ભક્તિ સુધી પહોંચી શકતા નથી. એ પ્રશંસકો, પોતાના ભજનીયનો બાહ્ય ઉપચાર સામે સખ્ત અણગમો જાણવા છતાય તેમની પોતાની જાતની પ્રસન્નતા માટે તેઓ બાહ્ય ઉપચાર સિવાય બીજું કશું કરી શકે તેવા નથી હોતા. આ પરિસ્થિતિમાંથી ઔપચારિક ભક્તિનો આવિર્ભાવ થયો લાગે છે. આમાથી વિવેકનુ તત્ત્વ નીકળી જાય તો તે ઔપચારિક ભક્તિ રાષ્ટ્રીય, સામાજિક અને વૈયક્તિક હાનિને નીપજાવે છે. વળી બીજું— "યદ્ યદાચરતિ શિષ્ટઃ તત્ તદેવેતરો જનઃ" એ ઉક્તિનું તત્ત્વ પણ ભગવાનના અણગમામાં રહેલું છે એ ધ્યાનમાં રાખવાનું છે. ટીકાકાર, સૂર્યાભદેવના એ નાટ્યવિધિને સ્વાધ્યાય વગેરે કર્તવ્યનો વિઘાતક બતાવે છે (गौतमादीनां च नाट्यविधिः स्वाध्यायादिविघातकारित्वात् પૃ૦ ૪૮).

### શંખો

૯૨ વાદ્યોના જે જે નામો અહીં આપેલા છે તેમાના કેટલાક સ્પષ્ટ સમજાતાં નથી. લોકગમ્ય કહીને ટીકાકારે તેમની વ્યાખ્યા જતી કરી છે. જિજ્ઞાસુઓએ તે તે વાદ્યોની માહિતી ઉસ્તાદ વગાડનારાઓ પાસેથી જાણી લેવી ઘટે.

### ઓગણપચાસે જાતનાં

૯૩ મૂળમાં વાજાંઓના ભેદની સંખ્યા ઓગણપચાસ જણાવેલી છે પણ એજ મૂળ પાઠ પ્રમાણે વાજાંઓની સંખ્યા ઓગણસાઠ થાય છે. આ વિસંવાદનું સમાધાન કરવા ટીકાકાર કહે છે કે એ ઓગણપચાસ તો મૂળભેદો સમજવાના છે અને વધારાના તેના પેટા ભેદો છે. ( " एवमाइआइं एगूणपण्णं [४९] आतोज्जविहाणाइं विउव्वइ-मूलभेदापेक्षया आतोद्यभेदा एकोनपञ्चाशत् शेषास्तु एतेषु एव अन्तर्भवन्ति यथा वंशातोद्यविधाने वाली-वेणु-परिली-बव्व (द्ध ?) गा इति-पृ० ५०)

### અભિનયો

૯૪ ભરતનું નાટ્યશાસ્ત્ર, નાટ્ય સંગીત વગેરેને લગતી અનેકવિધ માહિતીઓથી ભર્યું પડ્યું છે. અહીં નાટ્યના જે બત્રીશ પ્રકાર કરી દેખાડ્યા છે તેમાના કેટલાક તો એ નાટ્યશાસ્ત્રમા બતાવેલા છે. જેવા કે—સંકુચિત, પ્રસારિત, દ્રુત, વિલંબિત, અંચિત વગેરે. ૮૭ મી કંડિકાથી ૧૦૧ મી કંડિકા સુધીમા એ બધા અભિનયોનો ચિતાર આપેલો છે. ઘણાખરા અભિનયોનો ભાવ સમજાય એવો છે એમાના કેટલાક પશુપક્ષીને લગતા, વનસ્પતિને લગતા, જગતના અન્ય પદાર્થોને લગતા, પ્રાકૃતિક પ્રસંગોને લગતા અને ઉત્પાતોને લગતા છે. વળી કેટલાક લિપિને લગતા છે—જે અભિનયો 'ક' વગેરે અક્ષરોની આકૃતિને લગતા છે તે બધા લિપિસંબંધી અભિનયો છે. બ્રાહ્મી લિપિમા + આવી આકૃતિ ' ક ' ની છે એટલે એ આકૃતિ પ્રમાણે ગોઠવાઇને જે અભિનય કરી બતાવવો તે ' ક 'ની આકૃતિનો અભિ-

નય ગણાય. એ જ પ્રમાણે લિપિસંબંધી બીજા બધા અભિનયો વિશે સમજી લેવું. છેલ્લો બત્રીશમો અભિનય ભગવાન મહાવીરની જીવન ઘટનાના મુખ્ય મુખ્ય પ્રસંગોને લગતો છે. આ બધું જોતાં તે સમયની અભિનયકળાના પરમપ્રકર્ષનો ખ્યાલ આવે છે અને તે પ્રત્યેક અભિનયની ઉપયોગિતા પણ સમજાય એવું છે. ભગવતી-સૂત્રમા પણ સૂર્યાભદેવે કરી બતાવેલા અહીં જણાવેલા અભિનયોનો ઉલ્લેખ છે તે માટે જુઓ ભગવતીસૂત્રનો મારો અનુવાદ–ખંડ ૨, પૃ. ૪૩ ટિપ્પણ.

**ક ખ ગ ઘ ઙ**

૯૫ અહીં લિપિના અભિનયોના ઉલ્લેખમાં પાચ વર્ગના પચ્ચીશ અક્ષરોના જ અભિનયોની નોંધ છે, તેમા સ્વરના ય ર લ વ શ ષ સ હ ળ ક્ષ કે જ્ઞ ના અભિનયોનો ઉલ્લેખ નથી એ ધ્યાનમાં રાખવા જેવું છે. બ્રાહ્મી લિપિમા 'ક' વગેરેની જે મૂળ આકૃતિઓ બતાવી છે તે આકૃતિના ઘાટના અભિનયો અહીં સમજવા જોઇએ. અશોકના શિલાલેખો બ્રાહ્મીલિપિમા લખાએલા છે. એ લિપિના અક્ષરોની આકૃતિ માટે સુપ્રસિદ્ધ લિપિશાસ્ત્રી હીરાચંદ ગૌરીશંકર ઓઝાની પ્રાચીન લિપિમાળા જોઇ જવી ઘટે.

**દ્રુત**

૯૬ જુઓ ભગવતીસૂત્રનો મારો અનુવાદ–ખંડ ૨, પૃ. ૪૪ ટિપ્પણ.

**પાદવૃદ્ધ**

૯૭ શબ્દ ઉપરથી સંગીતના આ ચાર ભેદો સમજાય એવા છે પણ તેની વિશેષ માહિતી તો કોઈ સંગીતવિશારદ પાસેથી જ જાણી લેવી જોઇએ.

**અભિનયો ભજવી**

૯૮ મૂળકારે અભિનયના આ ચાર પ્રકાર બતાવેલા છેઃ ૧ દાર્ષ્ટાંતિક અભિનય તે કોઈ પ્રકારના દૃષ્ટાન્તનો અભિનય. ૨

'પ્રત્યંત'નો અર્થ 'મ્લેચ્છદેશ' છે ("प्रत्यन्तो म्लेच्छमण्डलः" અભિધાન ચિ૦ કા૦ ૪ શ્લો૦ ૧૮). ભોટ વગેરે દેશોને મ્લેચ્છદેશ ગણેલા છે. એ દેશના લોકોનો તેમના આચારનો કે એ દેશના કોઈ પ્રસંગ વગેરેનો અભિનય તે પ્રાત્યંતિક અભિનય. ૩ સામાન્ય પ્રકારનો અભિનય તે સામાન્યોપનિપાતિક અને લોકના મધ્ય કે અંત સંબંધી અભિનય તે લોકમધ્યાવસાનિક અભિનય. અભિનયના પ્રકાર-સૂચક તે તે શબ્દનો આ તો શબ્દાર્થમાત્ર છે. પરંતુ તે વિશે વિશેષ સમજવા માટે અભિનયવિશારદો અને નાટ્યશાસ્ત્રદ્વારા જાણી લેવું જોઈએ.

**શંકાશીલ**

૯૯ જુઓ ટિપ્પણ ૯૦ મુ. દ્વાદશાંગીના નિષ્પાદક ગૌતમ ગણધર માટે આ વિશેષણો બંધબેસતા જણાતા નથી. સૂર્યાભની દેવમાયા કયા ગઈ? વા સૂર્યાભનું વિમાન કયા આવેલું છે? એ પ્રશ્નો, જેમણે આખી જૈન ભૂગોળ ખગોળની રચના સંકલના અને ગુંથણી કરી છે તેમને ન ઊઠે, પરંતુ કોઈ બીજાને સમજાવવા અને અનેકાંત સત્ય જાણવા આ પ્રશ્નો એ છદ્મસ્થ ગણધરે કર્યા હોય એમ માનીએ તો માની શકાય.

**કયાં જણાવેલું છે?**

૧૦૦ જુઓ ટિપ્પણ ૯૯ મુ.

**રત્નપ્રભા**

૧૦૧ જે પૃથ્વી ઉપર આપણે બધા વસીએ છીએ તેનું નામ રત્નપ્રભા જણાય છે, કેમકે અહીં જણાવેલો સમતલ ભૂભાગ તો તેનો સંભવે છે.

**અશોકદેવ**

૧૦૨ વનખંડના નામ–અશોકવન, સપ્તપર્ણ–સાદડ–વન, ચંપકવન અને ચૂતકવન છે અને તેમના દેવોનાં નામ પણ અશોક

દેવ, સપ્તપર્ણદેવ, ચંપકદેવ અને ચૂતકદેવ છે. સ્વર્ગમાં એ ચાર વૃક્ષોની વિશેષ પ્રતિષ્ઠા હશે? નામોની શૈલી પણ વિચિત્ર પ્રકારની છે.

## ઊંડાં છે

૧૦૩ "ते णं चेइयरुक्खा अट्ठ जोयणाइं उड्ढं उच्चत्तेणं, अट्ठ जोयणाइं उव्वेहेणं–પૃ૦ ૮૭ (અર્થાત્ "તે ચૈત્યવૃક્ષો ઊંચાઇમાં આઠ યોજન છે અને ઊંડાઇમા આઠ યોજન છે") એવો મૂળપાઠ છે, ત્યારે ટીકામા એ કરતા તદ્દન જુદો જ અર્થ છે: ("प्रत्येक चैत्य-वृक्षा अष्टौ योजनानि ऊर्ध्वम् उच्चैस्त्वेन, अर्धयोजनम् उद्वेधेन–उण्डत्वेन" પૃ. ૯૦) અર્થાત્ "તે દરેક ચૈત્યવૃક્ષો ઉચાઇમા આઠ યોજન છે, ઊંડાઇમા અડધું યોજન છે." આવો વિચિત્ર પ્રકારનો પાઠભેદ મૂળ અને ટીકા વચ્ચે છે.

## એક યોજન પહોળા

૧૦૪ મહેંદ્રધ્વજની પહોળાઇ અને ઊંડાઇ મૂળમાં યોજન બતાવેલી છે. ત્યારે ટીકામાં એની જ પહોળાઇ અને ઊંડાઇ અડધો કોશ બતાવેલી છે.

"जोयण उव्वेहेण" — "ઊંડાઇ યોજન"

"जोयणं विक्खमेणं"–"પહોળાઇ યોજન" —પૃ૦ ૮૮.

"अर्धक्रोशम्–अर्धगव्यूतम् उद्वेधेन"–"ઊંડાઇ અર્ધકોશ–અર્ધ-ગવ્યૂત."

"अर्धक्रोशम् विष्कम्भतः"–"પહોળાઇ અર્ધકોશ".–પૃ૦ ૯૧

આચાર્ય હેમચંદ્ર કહે છે કે—

"योजनं तु चतुष्क्रोश्याम्"–અર્થાત્ યોજન એટલે ચાર ગાઉ. અનેકાર્થ સંગ્રહ–શ્લો૦ ૩૯૪.

"गव्यूतं क्रोशः"–" ગવ્યૂત એટલે એક કોશ"–અભિ-ધાનચિં૦ કાં૦ ૩ શ્લો૦ ૫૫૧.

ટીકાકારનો અર્થ ખરો હોય તો તેમના સમયનું યોજન નાનું

માનવું જોઇએ. આ ઉપરથી એમ પણ કળી શકાય છે કે પ્રાચીન સમયના પરિમાણવાચક કેટલાક શબ્દોના અર્થો આજ ઘણા સમયથી ગુમ થયા લાગે છે અને કદાચ એને જ લીધે જાણે પ્રાચીન સમયના માપો બાબત વિસંવાદ ઊભો ન થતો હોય ?

## દસ યોજન ઊંડી

૧૦૫ મૂળમા નંદા પુષ્કરિણીની ઊંડાઈ દસ યોજન કહેલી છે ત્યારે ટીકાકાર તેની ઊંડાઈ બહોતેર યોજન બતાવે છે: "दस जोयणाइ उव्वेहेणं"–પૃ૦ ૮૮. –"ઊંડાઇમા દસ યોજન."

"द्वासप्ततियोजनानि उद्वेधेन"–"ઊંડાઇમા બહોતેર યોજન" પૃ. ૯૧

આ તો ખરેખરો પાઠભેદ છે આવા પાઠભેદો આગમના મૂળ શુદ્ધ પાઠો બાબત સંદેહ ઉપજાવે એવા ન કહેવાય ? આ ઉપરથી બીજું એ પણ તારવી શકાય એમ છે કે ટીકાકાર સામે જે વાચના છે તે જુદી છે અને આ છપાએલું મૂળ વળી બીજી કોઇ વાચનાનુગત છે.

## છત્રીશ યોજન

૧૦૬ મૂળમા બત્રીશ યોજન છે ત્યારે ટીકામા છત્રીશ યોજન છે. "बत्तीसाए जोयणेसु"–પૃ૦ ૮૯. "બત્રીશ યોજનોમા."

"षट्त्रिंशति योजनेषु"–પૃ૦ ૯૨. "છત્રીશ યોજનોમા."

આ પાઠભેદ તો મુદ્રણદોષને લીધો થયો જણાય છે.

## ક્ષુલ્લક

૧૦૭ આ વર્ણન ક્ષુલ્લક મહેંદ્રધ્વજને લગતું છે પણ પૂર્વવર્ણિત મહેંદ્રધ્વજ અને આ ક્ષુલ્લક મહેદ્રધ્વજના માપમા કશો ફરક બતાવ્યો નથી. પૂર્વે વર્ણવેલો મહેંદ્રધ્વજ સાઠ યોજન ઊંચો છે, અને આ ક્ષુલ્લક પણ સાઠ યોજન ઊંચો છે. આમ ઊંચાઇમા સરખાઇ છતાં આને ક્ષુલ્લક શામાટે કહ્યો હશે ? વળી આના વર્ણનમા મૂળમા તો "महेगे खुड्डए महिंदज्झए" –પૃ૦ ૯૩. અર્થાત્ "એક મોટો

ક્ષુદ્રક મહેંદ્રધ્વજ" આમ લખેલું છે, તે પણ પરસ્પર સંગત નથી. મોટો હોય તે ક્ષુદ્રક કેવી રીતે અને ક્ષુદ્રક હોય તે મોટો કેવી રીતે?

### પ્રતિમાઓના

૧૦૮ પ્રતિમાઓનું આ વર્ણન કુતૂહલજનક છે. પ્રતિમા કે ચિત્રમા જે ભાગ દૃશ્ય હોય તેનુ તો વર્ણન થાય પણ જે ભાગ દૃશ્ય ન હોય તેનું વર્ણન વધારે પડતું નથી? આ વર્ણનમા પ્રતિમાના અદૃશ્ય ભાગને પણ વર્ણવેલો છે જેમકે–પ્રતિમાની જીભ, તાળવું અને દાત.

### નાગપ્રતિમાઓ

૧૦૯ સૂર્યાભદેવના વિમાનમા તો બધા વૈમાનિક દેવો રહે છે, ત્યા નાગો અને ભૂતોનો નિવાસ નથી તેમ સંબંધ પણ નથી, છતા એ વિમાનમા નાગો અને ભૂતોની પ્રતિમાઓ શામાટે સ્થાપેલી હશે? સ્થાપેલી તો ઠીક પણ એમને જિનપ્રતિમાઓની આગળ શા માટે મૂકવામા આવી હશે? નાગોની અને ભૂતોની પ્રાચીન પૂજાપદ્ધતિની આમા અસર તો નહિ હોય? લોકો નાગોથી અને ભૂતોથી ભય પામતા અને તેમાંથી પોતાનું રક્ષણ મેળવવા તેઓએ નાગો અને ભૂતોની પૂજા પ્રવર્તાવેલી એ વાત પ્રસિદ્ધ છે; ત્યારે શું સૂર્યાભદેવ પણ નાગોની અને ભૂતોની પૂજા કરતો હશે ખરો? એને પણ એમનાથી ભય હશે કે કેમ? નાગ અને ભૂત એ બન્ને નામો એક બળવાન અને સુપ્રસિદ્ધ વંશને પણ સૂચવે છે, તો શું અહીં વપરાએલા તે બન્ને શબ્દો એ વંશના સૂચક છે કે નાગદેવના વા ભૂત પ્રેત વ્યંતરના સૂચક છે, એ બાબત પણ વિચારવા જેવી તો ખરીજ.

### સરસવ–તેલ

૧૧૦ શ્રી જિનની પ્રતિમાઓ પાસે પણ આ સરસવ તેલ દિગઓક વગેરેના ડબાઓનું શું કામ હશે?

## પુસ્તકરત્ન

૧૧૧ સ્વર્ગીય બધા પદાર્થો રત્ન અને મણિ વગેરેના વર્ણવેલા છે તેમ ત્યાનું પુસ્તક પણ રત્નમય છે એમ મૂળકાર કહે છે. પુસ્તકની રત્નમયતા પાષાણ ઉપર લખવાના યુગની યાદી આપે છે. લખવા માટે પાદડા કે કાગળો જ્યા સુધી નહિ શોધાયા હતાં તે પહેલા પુસ્તકો પત્થર કે માટીની ઇંટો ઉપર લખાતા એ હકીકત ઇતિહાસપ્રસિદ્ધ છે. આ સ્વર્ગીય પુસ્તક પણ પાષાણમય (રત્નમય–રત્ન પણ એક જાતનો પાષાણ છે) હોઈને પત્થર ઉપર લખાએલું હોય તે સ્વાભાવિક છે. મૂળકાર, પુસ્તક તેની શાહી લેખણ ખડિયો અક્ષરો અને ખડિયાના ઢાકણ સુદ્ધાનું અદ્ભુત વર્ણન કરે છે, પણ તેઓ પુસ્તકના નામ બાબત કશો ઉલ્લેખ કરતા નથી, તેમ તેના મૂળકર્તા, ટીકાકાર, તેમા આવેલા વિષયોની ચર્ચા વગેરે પુસ્તક સંબંધી મહત્ત્વની બાબત માટે એક આકડો પણ પાડતા નથી. જે અંગો ઉપાગો કે પૂર્વો વગેરે જૈનશાસ્ત્રો પ્રસિદ્ધ છે તેના કરતા એ પુસ્તક શું કોઇ જુદા પ્રકારનુ હશે ? મૂળમા ફક્ત એટલુ લખેલું છે કે એ પુસ્તકમાં ધર્મ સંબંધી લખાણ છે, પણ તે લખાણ કયા ધર્મને લગતુ છે ? કોણે લખેલું છે અને શા ઉદ્દેશથી લખેલું છે એવી કોઇ માહિતી મૂળકારે આપી નથી. બીજી વાચનામા આ પુસ્તકને 'ધમ્મિએ સત્થે' અર્થાત્ 'ધાર્મિક શાસ્ત્ર' તરીકે જણાવેલું છે. આ સ્થળે મૂળ અને ટીકામા પાઠભેદ છે. જે પાઠ ટીકામાં બીજી વાચનાનો કહેલો છે તેને સંપાદકે આ મૂળમા છાપેલો છે અને જે પાઠને ટીકાકારે પ્રસ્તુત મૂળનો મૂળપાઠ જણાવેલો છે તે પાઠ મૂળમા દેખાતો નથી. આવા પ્રકારના મૂળગત અને ટીકાગત પાઠભેદો આ સૂત્રમા તેમજ અન્ય સૂત્રોમા અનેક સ્થળે રહેલા છે તેથી વિચારક અભ્યાસી શુદ્ધ અને પ્રાચીન પાઠને તારવી કાઢી અર્થ મેળવવા પ્રયત્ન કરે તોજ મૂળના ભાવને પામી શકે, નહિતો ભુલાવામા પડે તેવું છે.

કરવાનું છે?

૧૧૨ ટીકાકાર લખે છે કે આ સ્થળે પુસ્તકોમા ઘણોય વાચનાભેદ–પાઠભેદ છે અને તેમાનો કેટલોક તો પ્રાયઃ અપૂર્વ છે, તથી શિષ્યોને સંમોહ તો થવાનો પણ એ ન થાય તે માટે અહીં એક સુગમ પાઠ અમે આપેલો છે. ("इह प्राक्तनो ग्रन्थः प्रायः अपूर्वः भूयान्, अपि च पुस्तकेषु वाचनाभेदः ततो मा भूत् शिष्याणां सम्मोह इति क्वापि सुगमोऽपि यथावस्थितवाचनाक्रमप्रदर्शनार्थं लिखितः–પૃ૦ ૧૦૨) મારી સમજમાં ફેર ન હોય તો જે હકીકતને આશ્રીને જૈન સમાજમા મોટો મતભેદ પ્રવર્તે છે તે હકીકતને લગતો આ પાઠભેદ લાગે છે. આ પાઠભેદ બાબત ખૂબ વિચારીને તત્ત્વશોધ થાય તોજ જૈન સમાજમાં શાંતિ પ્રવર્તે એ ધ્યાનમા રાખવાનું છે.

પવિત્ર પાણી

૧૧૩ જુઓ ટિપ્પણ ૭૭ મું.

પ્રભાસ–તીર્થધૂળ

૧૧૪ એક તરફ કહેવામાં આવે છે કે મનુષ્યલોક અત્યંત દુર્ગંધમય છે અને તે એટલો બધો દુર્ગંધિત છે કે તેની તે દુર્ગંધને લીધે દેવો અહીં આવી શકતા નથી, ત્યારે બીજી તરફ દેવના અભિષેક માટે મનુષ્યલોકમા આવેલાં તીર્થોની માટી, પાણી, ધૂળ અને પુષ્પો વગેરે સ્વર્ગમા લઈ જવામાં આવે છે.

સુગંધી પાણીનો

૧૧૫ વિમાનશુદ્ધિના આ વર્ણનની કંડિકા જોતા એમ લાગે છે કે સ્વર્ગીય વિમાનમા પણ દુર્ગંધી હોય છે, ધૂળ હોય છે? વગેરે વગેરે.

દેવદૃષ્યયુગલ

૧૧૬ ભગવાન મહાવીરના સમસમયી લોકો બે વસ્ત્રો પહેરતા એ હકીકત, તે સમયની વસ્ત્રપરિધાનપદ્ધતિનો ઉલ્લેખ અને કેટલાંક પ્રાચીન ચિત્રો ઉપરથી સમજી શકાય એમ છે. એ રીતે

સ્વર્ગીય દેવો પણ ભારતવર્ષની એ વસ્ત્રપરિધાનપદ્ધતિને અનુસરતા હોય એમ આ વર્ણન સૂચિત કરે છે. વસ્ત્રની બનાવટનુ વર્ણન જોતા તે સમયની વસ્ત્રરચનાની કળા પરમપ્રકર્ષને પામેલી છે એ તો ચોક્ખું જણાય છે. સૂત્રકારે વર્ણવેલુ વસ્ત્ર આજનાં વસ્ત્રયંત્રો પણ નથી બનાવી શકતાં, ત્યારે એ વસ્ત્ર, તે સમયના હાથવણાટની બનાવટ છે એ, વસ્ત્રરચનાની કળાનો પરમપ્રકર્ષ નહિ તો બીજુ શું ?

### સ્તુતિ કરી

૧૧૭ ટીકાકારે લખેલુ છે કે—"સૂર્યાભદેવ વાદે છે એટલે તે જિનપ્રતિમાઓને ચૈત્યવંદનવિધિપૂર્વક વાદે છે અને પછી નમે છે એટલે પ્રણિધાનાદિકના યોગપૂર્વક નમે છે" એવો કેટલાકનો મત છે. ત્યારે વળી બીજા કેટલાક તો કહે કે "ચૈત્યવંદનનો જે પ્રસિદ્ધ વિધિ છે તે તો વિરતિવાળાઓને જ બધ બેસે એવો છે. તેમા ઈર્યાપથિકીપૂર્વકનો કાઉસગ્ગ આવતો હોવાથી વિરતિવાળા સિવાયના બીજાઓને એ વિધિ કરવો ઉચિત નથી, માટે વાદે છે એટલે ચૈત્યવંદનપૂર્વક વાદે છે એમ નહિ પણ સામાન્યપણે વાદે છે અને નમે છે એટલે આશય-ભાવ-વૃદ્ધિને કારણે આદરપૂર્વક નમે છે" એવો અર્થ સમજવો. સૂર્યાભદેવે કરેલી ચૈત્યવદનરૂપ સ્તુતિના પ્રસંગમા આ પ્રકારે મોટો મતભેદ છે. "અહીં જે તથ્યરૂપ હોય તે તો પરમ ઋષિ કેવળી ભગવંતો જાણે" આમ કહીને એ મતભેદોથી ગુંચવાઇને ટીકાકાર છૂટી જતા જણાય છે, પણ એ બાબત કોઇ પ્રકારની સ્પષ્ટતા કરતા નથી. વળી "આ પછી જે હકીકત આવે છે તે સંબંધે પણ મોટો પાઠભેદ છે" એમ ટીકાકાર જણાવે છે. આ બધો વાચનાભેદ અને ઉક્ત મતમતાતરો ધ્યાનમાં રાખીને આ પ્રકરણને સમજવું જોઇએ. "મોટા છદવાળા ૧૦૮ શ્લોકોદ્વારા સૂર્યાભદેવે સ્તુતિ કરેલી" એમ મૂળમા કહેલું છે પણ એ છંદો કયા પ્રકારના હતા એ વિષે કશું જણાવેલું નથી. સ્તુતિ કરતાં સૂર્યાભદેવે

શક્રસ્તવ પણ કહેલું છે પરંતુ તે અતિપ્રસિદ્ધ હોવાથી અહીં પૂરૂં આપેલું નથી. ("वन्दते ताः प्रतिमाः चैत्यवन्दनविधिना प्रसिद्धेन, नमस्करोति पश्चात् प्रणिधानादियोगेन इति एके. अन्ये तु अभिदधति–विरतिमतामेव प्रसिद्धः चैत्यवन्दनविधिः अन्येषां तथाऽभ्युपगमपुरस्सर-कायव्युत्सर्गासिद्धेः इति वन्दते सामान्येन, नमस्करोति आशयवृद्धेः अभ्युत्थाननमस्कारेणेति । तत्त्वमत्र भगवन्तः परमर्षय. केवलिनो विदन्ति। अत ऊर्ध्वं सूत्रं सुगमम्, केवलं भूयान् विधिविषयो वाचनाभेद इति"—पृ० ११०)

### સદ્ભાવ બતાવ્યો

૧૧૮ પૂતળીઓ વગેરે તરફ સૂર્યાભદેવની પોતાની આ જાતની પ્રવૃત્તિ વિચિત્ર લાગે છે. શું તે બધીને સાફ કરવા તેણે એમ કર્યું હશે કે એનો કોઈ બીજો જુદોજ હેતુ હશે ? સાફ કરવા માટે તો સૂર્યાભ-દેવના તાબામા ઘણા આભિયોગિક દેવો રહે છે પરંતુ એવું કાર્ય સૂર્યાભદેવે જાતે કરીને તેવા સાફસુફ કરવાના કાર્ય તરફની લોકોની ઘૃણા ટાળવાનો પણ કદાચ પ્રયત્ન કર્યો હોય.

### સૂચિત કર્યો

૧૧૯ આ કંડિકાથી તો સૂર્યાભદેવનો પુસ્તક પ્રતિ અતિ આદર સૂચિત થતો લાગે છે. આ પ્રવૃત્તિ કાંઇ પુસ્તકપૂજાની નથી. ખરી પુસ્તકપૂજા તો તેમા લખેલું વાંચી વ્યવહારમાં મૂકવાથી થાય છે એમ તે વિશુદ્ધ જરૂર સમજતો હશે.

### અર્ચનિકા

૧૨૦ સૂર્યાભદેવની આ આજ્ઞામા બધું સાફસૂફ કરવાનુ જણાતું લાગે છે, હાથકામ તરફ દેવોની ઘૃણા ટાળવા માટે પણ એની આ આજ્ઞા હોય ?

**પખાઇયા**

૧૨૧ આ કંડિકામા અને આગળ આવેલી ૧૫૭મી કંડિકામાં સૂર્યાભદેવના સ્નાનની હકીકત આવે છે. દેવને શરીરે પરસેવો નથી થતો તેમ તેમને ગરમી–ઘામ નથી લાગતો છતાં તેઓ સ્નાન શામાટે કરતા હશે ? શું તેઓ કેવળ ક્રીડા માટે જ સ્નાન કરતા હશે ?

**કેકયિઅર્ધ**

૧૨૨ જૈન શાસ્ત્રોમા ૨૫ાા આર્ય દેશોના તથા તે દરેક દેશની એક એક રાજધાનીના નામ પ્રસિદ્ધ છે. ૨૫ દેશો તો આખેઆખા આર્ય હતા અને 'કેકયિ' દેશ અડધો આર્ય હતો એમ એ શાસ્ત્ર સૂચવે છે. બૌદ્ધગ્રથોમાં ય 'કેકય' દેશનો ઉલ્લેખ છે. તે દેશનુ વર્તમાન સ્થાન ઉત્તરમા પેશાવર તરફ કહી શકાય, પણ તેની ચોક્કસ સીમા કળી શકાતી નથી. મૂળ પાઠમા 'केइयअद्धे' એવું છપાએલું છે અને ટીકાકારે ("केकयी नाम अर्धम्"–પૃ૦ ૧૧૪ ) લખીને તે મૂળ શબ્દની વ્યાખ્યા આપી છે. ટીકાના ઉલ્લેખ જોતા મૂળ પાઠ 'केइय' ને બદલે 'केअइ' કે 'केयइ' હોય તો શુદ્ધ પાઠ કહેવાય રાજા દશરથની એક રાણીનું 'કૈકયી' નામ તે, આ કેકય દેશની હતી માટે 'કૈકયી' પડ્યું જણાય છે.

**સેયવિયા**

૧૨૩ આ નગરીને 'કેકય' દેશની રાજધાની તરીકે સૂત્રોમાં વર્ણવેલી છે. 'સેયવિયા' નો સંસ્કૃત પર્યાય ટીકાકારે 'શ્વેતમ્બી' સૂચવેલો છે. આવશ્યક સૂત્ર (પૃ૦ ૧૯૭ વિભાગ ૧ ) મા જણાવેલું છે કે "છદ્મસ્થ ભગવાન મહાવીર વિહાર કરતા કરતા ઉત્તરવાચાલ કે ઉત્તરચાવાલ પ્રદેશમાં ગયા, ત્યાથી 'સેયવિયા' ગયા, ત્યા તે નગરીના શ્રમણોપાસક રાજા પ્રદેશીએ ભગવાનનો મહિમા કર્યો અને પછી ત્યાથી ભગવાન સુરભિપુર પહોચ્યા." આ નગરી, વર્તમાનમા કયા છે તેની માહિતી મળી નથી. દીઘનિકાય નામના બૌદ્ધ ગ્રંથમાં

આવેલા પાયાસિસુત્તંતમા આ નગરીને 'સેતવ્યા' નામથી સૂચવેલી છે અને કોશલ દેશમા (જૈન દૃષ્ટિએ અયોધ્યા અને તેની આસપાસનો પ્રદેશ) વિહાર કરતા કરતા કુમાર કાસ્યપ આ નગરીમાં આવ્યા એમ સૂચવી એને કોશલોના નગર તરીકે જણાવેલી છે. ("येन सेतव्या नाम कोसलान नगर तद् अवसरि"—દીઘનિકાય ભાગ ૨ પૃ. ૩૧૬)

### પએસી

૧૨૪ મૂળમા આ માટે 'પએસી' કે 'પયેસી' શબ્દ વપરાએલો છે, ટીકાકાર આ માટે 'પ્રદેશી' શબ્દ વાપરે છે અને આવસ્યકમા 'પદેસી' શબ્દ સૂચવેલો છે. આ રાજા સંબંધી જે હકીકત હવે પછી આ 'રાયપસેણઇય' સૂત્રમા આવનારી છે, તેને લગભગ મળતી હકીકત દીઘનિકાયના 'પાયાસિસુત્તંત' નામના લાબા પ્રકરણમા આવેલી છે. ('पायासि' શબ્દમા 'य' ની પહેલા જે કાના જેવું નિશાન છે તે, ખરેખર કાનો નથી પણ પડિમાત્રાની લિપિમા એ કાના જેવું નિશાન 'य' ઉપરની માત્રા છે એટલે એનુ ખરૂ વાંચન 'પયેસિ' થાય, પણ માત્રા વાચવાની ભૂલના પરિણામે અને 'य' પછી બીજો એક કાનો વધી જવાને કારણે 'પયેસિ' ને બદલે 'પાયાસિ' થયુ હોય એમ ન બને?) એ સુત્તંતમા મુખ્ય પ્રશ્નકાર રાજા 'પાયાસિ' છે, તેમા તેને રાજન્ય વંશનો જણાવેલો છે અને તેનો સંબંધ કોશલ વંશના રાજા 'પસેનદિ' સાથે બતાવેલો છે. રાયપસેણઇયમા જેમ રાજા પયેસીને અત્યંત પાપિષ્ટ તરીકે વર્ણવેલો છે તેમ દીઘનિકાયમા નથી. પરંતુ એમા એમ તો કહેલુ છે કે—એ રાજાને પાપમય વિચારો થએલા; પરલોક નથી, ઔપપાતિક સત્તા નથી અને સુકૃત તથા દુષ્કૃતનો કોઈ પ્રકારનો ફળવિપાક—પરિણામ—નથી. આ રાજા વિશે બીજી કોઈ ઐતિહાસિક માહિતી મળી નથી. (तेन खो पन समयेन पायासि

राजञ्ञो सेतव्य अज्झावसति × × × पसेनदि कोसलेन दिन्नं राजदेय्यं × × × पायासिराजञ्ञस्स एवरूपं पापकं दिट्ठिगतं उप्पन्न होति इति पि नत्थि परलोको, नत्थि सत्ता ओपपातिका, नत्थि सुकतदुक्कटानं कम्मान फल विपाको ति-દીઘનિકાય ભાગ ૨ પૃ૦ ૩૧૭)

**ચિત્ત**

૧૨૫ આ માટે ટીકાકાર 'ચિત્ર' શબ્દ વાપરે છે. દીઘનિકાયમા આ માટે 'खत्ते' શબ્દ છે. આ સૂત્રમા જેમ રાજા પએસી અને ચિત્ત વચ્ચે ગાઢ સંબંધ બતાવેલો છે તથા તે બેની વચ્ચે વિશેષ વાતચીત થયાની હકીકત લખેલી છે, તેમ દીઘનિકાયના પાયાસિસુત્તત પ્રકરણમા રાજા પાયાસિ અને खत्ते વચ્ચેનો સંબંધ જણાવેલો છે અને તે બેની વચ્ચે વિશેષ વાતચીત થયાની નોંધ કરેલી છે. 'खत्ते' નો સંસ્કૃત પર્યાય क्षत्तृ-क्षत्ता છે અને તેનો અર્થ સારથિ-રથ હાંકનાર-છે. હું ન ભૂલતો હોઉં તો રાયપસેણઇયમા જે 'ચિત્તે' શબ્દ વપરાયો છે તે, એ 'खत्ते'ને બદલે છે અને તેમ થવામા લિપિભ્રમ કારણ જણાય છે 'खत्ते' શબ્દ કોઈ કાળે 'चित्ते' વચાયો હોય અથવા ચકારબહુલ ભાષાવાળા લોકો તે 'खत्ते'ને 'ચિત્તે' સમજ્યા હોય ક વર્ગને બદલે ચ વર્ગ બોલવાનો રિવાજ ગૂજરાતના કેટલાક ભાગમા કાંઈ નવો સવો નથી, એથી 'खत्ते' બદલે 'ચિત્તે' થયા પછી તે-'ચિત્તે'-વિશેષ નામ કલ્પાયુ હોય અને ત્યારબાદ તે માટે 'સારહિ'-સારથિ એવું વિશેષણ યોજાયુ હોય એમ કેમ ન બને ? દીઘનિકાયમા 'खत्ते' પદ નિર્વિશેષણ હોવાથી 'ચિત્તે' ઉપરથી 'खत्ते'ની કલ્પનાને અવકાશ રહેતો નથી.

**સાવત્થી**

૧૨૬ સૂત્રોમા આ નગરીને કુણાલની રાજધાની કહી છે. ટીકાકારો તેને 'શ્રાવસ્તી' કહે છે. દીઘનિકાયના મહાસુદસ્સન સુત્તતમા સાવત્થીને તે સમયનું 'મહાનગર' કહેલુ છે, 'સહેતમહેત'

ના નામથી જે ગામ આજે જાણિતું છે તે આ ‘ સાવત્થી ’ છે એમ પ્રાચીન ભૂગોળના શોધકો કહે છે. આ માટે વધારે જાણવા સારૂ જુઓ મારી ‘ ભગવાન મહાવીરની ધર્મકથાઓ ’માંનુ ‘ શ્રાવસ્તી ’ ઉપરનું ટિપ્પણ.

## ભેટ આપી આવ

૧૨૭ મૂળ સૂત્રમાં જણાવેલું છે કે “ સાવત્થીનો રાજા જિતશત્રુ, સેયવિયાના રાજા પએસીનો અંતેવાસી હતો. ” અંતેવાસી શબ્દ શિષ્યના ભાવને સૂચવે છે. શિષ્ય જેમ ગુરુની આજ્ઞાનો ધારક હોય છે તેમ રાજા જિતશત્રુ, રાજા પએસીની આજ્ઞાનો ધારક હતો અર્થાત્ તેના તાબાનો ખંડિયો રાજા જિતશત્રુ હતો. પરિસ્થિતિ આમ છતાં રાજા પએસી પોતાના સારથિ ચિત્તને પોતાના તાબાના રાજા જિતશત્રુને ભેટણું આપી આવવાની જે ભલામણ કરે છે તેનું શુ કારણ હોવું જોઈએ ? ખરી રીતે તો તાબાના ખંડિયા જિતશત્રુ રાજાએ પોતાના ઉપરીભૂત રાજા પએસીને પ્રથમ ભેટણું મોકલવું જોઈએ. આ સંબંધે મૂળમા કે ટીકામા કશો ખુલાસો મળતો નથી, પણ કલ્પનાથી જે ખુલાસો સૂઝે છે તે આ છે. કેટલીએક વાર તાબાના ખંડિયા રાજાઓ, પોતાના ઉપરીભૂત રાજા કરતા બળ, સેના, કોશ–ધનભંડાર અને બીજી બાબતોમા આગળ વધવાનો ગુપ્ત પ્રયાસ કરે છે અને તેમ કરી પોતાના ઉપરીભૂત રાજાને હઠાવી તેને સ્થાને આવવાનો અને પોતાનું ખંડિયાપણું ભુંસવાનો પ્રયત્ન પ્રચ્છન્નપણે સેવતા હોય છે, આ પરિસ્થિતિની જાણ જ્યારે ઉપરીભૂત રાજાને થાય છે ત્યારે તે મુખ્ય રાજા, રાજનીતિશાસ્ત્રને અવલંબીને તે માટે તપાસ કરવા પ્રયત્ન કરે છે અને તે પ્રયત્ન કરવાના જેમ બીજાં પણ અનેક નિમિત્તો હોય છે તેમ ‘ ભેટ મોકલવી ’ તે પણ એક નિમિત્ત છે. આ જ વસ્તુને રાજા પએસી પોતાના સારથિ ચિત્તને નીચેના શબ્દોમા જણાવી રહ્યો છે: “ ચિત્ત ! તું આ ભેટ આપી

આવ તથા ત્યાના રાજકાર્યો, રાજનીતિઓ અને રાજવ્યવહારો તું જાતે પોતે જ જોતો સાભળતો થોડો વખત ત્યા રાજા જિતશત્રુની પાસે રહી પણ આવ."

## કેશી કુમારશ્રમણ

૧૨૮ દીઘનિકાયમા આમને સ્થાને કુમાર કાશ્યપ (પાલી–કુમાર કસ્સપ) નુ નામ છે. કાશ્યપનો ભિક્ષુ સમુદાય પાચસેંની સંખ્યામા બતાવેલો છે. કુમાર કાશ્યપને શ્રમણ ગૌતમના (ગૌતમ બુદ્ધના) શ્રાવક તરીકે વર્ણવેલો છે. (બૌદ્ધ શાસનમા ત્યાગી હોય તે શ્રાવક અને ગૃહસ્થ હોય તે ઉપાસક) આ કુમારકાશ્યપ સીધા જ સેયવિયા નગરીમા આવે છે ત્યારે કેશીકુમાર–શ્રમણ સાવત્થીએ આવ્યા પછી સેયવિયા ભણી જાય છે. આજન્મ બ્રહ્મચારી હોય તે કુમારશ્રમણ કહેવાય. મૂળ તો કુમારશ્રમણ શબ્દ યૌગિક છે પણ પછી તે બ્રાહ્મણ મુનિ વગેરે શબ્દની પેઠે રૂઢ થયો લાગે છે. પાણિનીયના મૂળ અષ્ટાધ્યાયમા પણ એ શબ્દનો ઉલ્લેખ છે એટલો એ શબ્દ પ્રાચીન છે.

## બહિદ્ધા દાન

૧૨૯ સ્થાનાગસૂત્રની ટીકામા (પૃ૦ ૨૦૨) બહિદ્ધા એટલે મૈથુન અને આદાન એટલે પરિગ્રહ એમ જણાવેલું છે અથવા સ્રી-પરિગ્રહ વા બીજો પણ કોઇ પ્રકારનો પરિગ્રહ 'બહિદ્ધાદાન'મા સમાઈ જાય છે. કેશી કુમારશ્રમણ ભગવાન પાર્શ્વનાથના અનુયાયી હતા માટે તેમણે ચાર મહાવ્રતોને ઉપદેશેલા છે.

## અણુવ્રત–શિક્ષાવ્રત

૧૩૦ ભગવાન મહાવીર પછી કેટલાક સમયે અણુવ્રત, શિક્ષાવ્રત અને ગુણવ્રત એવો સ્પષ્ટ વિભાગ થયેલો છે, જે વર્તમાનમાં પ્રચલિત છે. એ વિભાગ વ્રતોને સ્પષ્ટતાપૂર્વક સમજવા માટે જ યોજાયેલો છે.

## હવે તે અતિશય દાનશાલી

૧૩૧ જેણે ધર્મવચનને સાભળીને સમજમા લીધેલું હોય અને જીવનશુદ્ધિ, સમાજશુદ્ધિ, રાષ્ટ્રશાતિ અને વિશ્વશાતિના કારણે એ ધર્મવચનને જીવનમા ઉતારવા પ્રયત્ન કર્યો હોય તેવા એક માનવનું ખરેખરુ શબ્દ ચિત્ર આ કંડિકામાં દોરેલું છે.

## અમાવાસ્યા

૧૩૨ વૈદિક સપ્રદાય અને બૌદ્ધ સંપ્રદાયમા પણ આ તિથિઓને ધર્મકરણી માટે બતાવેલી છે. આ માટે જુઓ ' ભગવાન મહાવીરની ધર્મકથાઓ 'માનું તે વિષેનું ટિપ્પણ.

## સંથારો પાછાં

૧૩૩ આજકાલ જેમ ઉપાશ્રયમાં પીઠ પાટ પાટલા વગેરે તૈયાર રહે છે અને સાધુઓ સંથારાને સાથેજ ફેરવે છે તેમ પહેલા ન હતુ. પહેલા તો ચોમાસું કરનારા શ્રમણો પોતે જાતે પીઠ વગેરે ઉપયુક્ત પદાર્થને ગૃહસ્થને ત્યાથી નિર્દોષ રીતે માગી લાવતા અને સંથારો પણ સાથે ન ફેરવતા. જ્યારે અને ત્યાસુધી જરૂર પડે ત્યાસુધીની મુદત માટે સંથારો પણ ગૃહસ્થને ત્યાથી માગી લાવવામા આવતો. સંથારામા ઘાસ-પરાળ પાથરવામા આવતું.

## ગ્લાન થશો નહિ

૧૩૪ કેશીકુમાર :બોલવે બીરુ હશે વા બહુ ઠંડા હશે એવો આ ભલામણનો આશય નહિ હોય; મોટા ગજાના પ્રથમ પરિચય વખતે સકોચ ન રાખવાનુ જ તે સૂચન હોઈ શકે.

## અનેક યોજનો

૧૩૫ અહીંનો આ ' અનેક યોજન ' શબ્દ, ફરવાની મર્યાદાના અતિરકને સૂચવે છે તેથી તેનો ' સો પચાસ યોજન ' એવો અર્થ કોઇ ન સમજે.

### અન્નજીવી

૧૩૬ કેશી કુમારશ્રમણનું હૃષ્ટપુષ્ટ અને કાંતિવાળુ મોટું તાજુ શરીર જોઇને રાજાને મન આ પ્રશ્ન ઉદ્ભવેલો છે. જેઓ તપસ્વી હોય અને ભિક્ષામા આવેલ અંતપ્રાંત અન્ન ખાતા હોય તેઓનુ શરીર આવું મોટું તાજું અને કાંતિવાળું હોઇ શકે ખરૂ ? એ જાતની રાજાને મન શંકા છે. ટીકાકાર પણ આ જ ખુલાસો આપે છે. ("एष किम् आहारयाति × न खलु कदन्नभक्षणे एवं-रूपायाः शरीरकान्तेः उपपत्तिः ઇત્યાદિ—પૃ૦ ૧૩૦ ).

### જ્ઞાનના પાંચ પ્રકાર

૧૩૭ જ્ઞાનના નાના મોટા અનેક પ્રકારો અને તેની વિશેષ સમજુતી માટે જુઓ નંદીસૂત્ર અથવા ભગવતીસૂત્ર.

### સમોસરણ

૧૩૮ સમોસરણ એટલે એક મતમા "ઘણાઓનું મીલન"— (" एतत् समवसरणम्–बहूनामेकत्र मीलनम् "–પૃ. ૧૩૩ ટીકાકાર )

### મારો દાદો

૧૩૯ દીઘનિકાયમા આ બાબત નીચેની હકીકત છે. રાજા પાયાસિ અને કુમાર કાસ્યપ એ બે વચ્ચે મુલાકાત થતા પાયાસિ પોતાની શંકાઓ કાસ્યપ પાસે રજુ કરે છે. પછી કાસ્યપ, રાજાને સમજાવવા કહે છે કે—હે રાજન્ય ! આ ચંદ્ર શું છે ? સૂરજ શું છે ? તેઓ આ લોકમા છે કે પરલોકમા છે ? દેવો છે કે માનવો છે ? અર્થાત્–આ ઉદાહરણ આપીને કાસ્યપ, રાજા પાસે પરલોકની સાબીતી આપે છે પણ રાજાને ગળે આ વાત ઊતરતી નથી. પછી રાજા કહે છે કે, મારા કેટલાક જાતભાઈઓ અને મિત્રો પ્રાણાતિ-પાતાદિકમા મસ્ત રહેતા, તેઓને મેં કહી રાખેલું કે પ્રાણાતિપાતા-દિકથી તમે નરકે જાઓ તો મને એ બાબતની સૂચના કરવા અહીં આવજો. પણ તેઓ અહીં આવ્યા નહિ તેમ કોઇ દૂતને પણ તેમણે

મોકલ્યો નહિ, માટે પરલોક નથી એવી મારી શ્રદ્ધા છે. રાયપસેણઇય સૂત્રમા રાજા પએસીએ પોતાના દાદાનુ દૃષ્ટાંત આપીને જે હકીકત કહેલી છે તેજ હકીકત દીઘનિકાયમા રાજા પાયાસિએ પોતાના મિત્રોનું ઉદાહરણ આપીને કહેલી છે. વળી, નરકમાથી ન આવી શકવાનું જે કારણ રાયપસેણઇયસૂત્રમાં બતાવેલું છે તે જ કારણ દીઘનિકાયમા પણ કહેલું છે. જુઓ દીઘનિકાય ભાગ ૨, પાયાસિસુત્તંત પૃ૦ ૩૨૦.

## રાણી

૧૪૦ કેશી કુમારશ્રમણ રાણીનુ ઉદાહરણ આપીને અહીં જે હકીકત જણાવે છે તેજ હકીકત ચોરનું ઉદાહરણ આપીને કુમાર કાશ્યપ દીઘનિકાયમા જણાવે છે. તેઓ કહે છે કે-હે રાજન્ય ! કોઇ પકડાએલો ચોર તને એમ કહે કે, 'હું મારા કુટુંબને કહી આવું કે તમે ચોરી ન કરશો અને કરશો તો મારી જેમ વિપત્તિમાં પડશો એવું મને મારા કુટુંબમાં જઈ કહી આવવાની રજા આપો, હું પાછો આવતા સુધી તમો ખમો અને ત્યારબાદ મને શિક્ષા કરજો, તો તુ ચોરની એ વાત માને ખરો ? રાજા ના પાડે છે ઇત્યાદિ. જુઓ દીઘનિકાય પૃ૦ ૩૨૧

## દાદી

૧૪૧ આ સૂત્રમા રાજા પએસીએ પોતાની ધર્મિષ્ઠ દાદીનું ઉદાહરણ આપીને જે હકીકત જણાવી છે તેજ હકીકત દીઘનિકાયમા રાજા પાયાસિએ પોતાના ધર્મપરાયણ મિત્રોનું ઉદાહરણ આપીને સૂચવેલી છે. તેમા કહ્યું છે કે-" રાજા પાયાસિએ પોતાના ધાર્મિક મિત્રોને કહ્યું કે તમો તમારી ધર્મવૃત્તિને લીધે સ્વર્ગે જવાના અને એમ બને તો મને તમો એ સમાચાર આપવા જરૂર આવજો " ઇત્યાદિ-જુઓ દીઘનિકાય પૃ૦ ૩૨૭.

## દેવમંદિરમાં

૧૪૨ દીઘનિકાયમા આને બદલે કુમાર કાશ્યપે બીજું ઉદાહરણ આપેલુ છે અને તે આ છે. "જેમ કોઇ મનુષ્ય ગૂથકૂપમા-ગંધાતી ગટરમા—પડેલો હોય અને તેનુ આખું શરીર મળથી ખરડાએલું હોય તે માણસને ત્યાથી બહાર કાઢી નવરાવી ધોવરાવી ચોકખો કરી, સુગંધી તેલથી તેના ઉપર વિલેપન કરી, માળા વગેરે પહેરાવી તેને સુશોભિત કરી પછી તેને પાછા ફરીવાર એ ગંધાતી ગટરમા જવાનું કહેવામા આવે તો જાય ખરો? રાજા કહે છે—ન જાય, તેમ આ ગંધાતા માનવલોકમાથી સ્વર્ગે પહોચેલા દેવો ફરીવાર ગંધાતા માનવલોકમા આવે ખરા ?" ઇત્યાદિ. દીઘનિકાય પૃ. ૩૨૪

## અબઘડીએ

૧૪૩ દીઘનિકાયમા કહેલુ છે કે—"માનવલોકના પૂરા સો વરસ એટલે ત્રાયસ્ત્રિંશ દેવોનો એક દિવસ રાત; એવી આપણા સો વરસ જેટલી લાબી ત્રીશ રાતદિવસ થાય ત્યારે દેવોનો એક માસ અને એવા બાર માસ વીતે ત્યારે દેવોનુ એક વરસ થાય. એ ત્રાયસ્ત્રિંશ દેવોનું એવા દિવ્ય હજાર વર્ષ જેટલુ દીર્ઘ આયુષ્ય હોય છે. એ દેવો એમ ધારે છે કે આપણે બે કે ત્રણ રાત આ દિવ્ય કામગુણોને ભોગવી પછી આપણા માનવી સંબધીઓને સમાચાર આપવા જઇશું" ઇત્યાદિ પૃ૦ ૩૨૭.

## ગંદકી

૧૪૪ દીઘનિકાયમા જણાવેલુ છે કે—"દેવોની દષ્ટિમા મનુષ્યો અશુચિ છે, દુર્ગંધી છે, જુગુપ્સિત છે. મનુષ્યલોકનો દુર્ગંધ સો યોજન ઉચો જઈને દેવોને બાધા ઉપજાવે છે." "योजनसतं खो राजञ्ञ! मनुस्सगंधो देवे उब्बाहति")—પૃ૦ ૩૨૫.

## ચારસો પાંચસો યોજન

૧૪૫ નવ યોજન કરતા વધારે દૂરથી આવતા સુગંધ પુદ્ગલો આપોઆપ ઘ્રાણેંદ્રિયનો વિષય થઈ શકતા નથી એવો ઘ્રાણેંદ્રિયના વિષયને

સંગતો જૈનશાસ્ત્રનો નિયમ છે. નવ યોજન કરતા વધારે દૂરથી જે પુદ્ગલો આવે છે તેમનો ગંધ અત્યંત મંદ થઇ જાય છે અર્થાત્ ઘ્રાણેંદ્રિય તેને લઇ શકતી નથી. આવો નિયમ છતા અહીં જે ચારસેં પાચસેં યોજન સુધી દુર્ગંધ જવાની વાત કહી છે તેની સંગતિ કેમ થાય? આવો પ્રશ્ન ટીકાકારને પોતાને થાય છે. અને તેનું સમાધાન પણ તેઓ પોતેજ પોતાની રીતે શોધી કાઢે છેઃ "જો કે નિયમ તો એવોજ છે તોપણ જે પુદ્ગલો અતિઉત્કટ ગંધવાળા હોય છે તે નવ યોજન સુધી પહોચતા ત્યા તેમને જે બીજાં પુદ્ગલો મળે છે તેમા તેઓ પોતાના દુર્ગંધનો પાસ બેસાડે છે અને એ પાસ બેઠેલા પુદ્ગલો વળી આગળ જઈ બીજાં પુદ્ગલોમાં પાસ બેસાડે છે, એ રીતે ઉપર ઉપર પાસ બેસાડેલા પુદ્ગલો ચારસે પાચસે યોજન સુધી પહોચી વળે છે. પણ આ વાત લક્ષ્યમા રાખવાની છે કે ઉપર ઉપર જતા ગંધ મંદ થઇ જાય છે. મનુષ્યલોકમા જે દુર્ગંધ છે તે સાધારણ રીતે ચારસે યોજન સુધી જાય છે પણ મનુષ્યલોકમા જ્યારે દુર્ગંધ ખૂબ વધે છે ત્યારે તે પાચસેં યોજન સુધી પણ પહોચે છે, માટે મૂળકારે 'ચારસો' અને પાચસો' એમ બે સંખ્યા બતાવી છે." ("इह यद्यपि नवभ्यो योजनेभ्यः परतो गन्धपुद्गला न घ्राणेन्द्रियग्रहणयोग्या भवन्ति, पुद्गलानां मन्दपरिणामभावात् घ्राणेन्द्रियस्य च तथाविधशक्त्यभावात् तथापि ते अत्युत्कटगन्धपरिणामा इति नवसु योजनेषु मध्ये अन्यान् पुद्गलान् उत्कटगन्धपरिणामेन परिणमयन्ति, तेऽपि ऊर्ध्वं गच्छन्तः परतोऽन्यान् तेऽपि अन्यान् इति चत्वारि पञ्च वा योजनशतानि यावत् गन्धः केवलम् ऊर्ध्वम् ऊर्ध्वम् मन्दपरिणामो वेदितव्यः। तत्र यदा मनुष्यलोके बहूनि गोमृतकलेवरादीनि तदा पञ्च योजनशतानि यावद् गन्धः शेषकाल चत्वारि तत उक्तम्-चत्वारि पञ्च इति"-पृ० १३४). આ સમાધાન તદ્દન બોદું છે. ટીકાકાર પોતેજ કહે છે કે ઉપર ઉપર ગંધ મંદ થતો જાય છે તો પછી ચારસેં કે પાચસેં યોજન સુધીમાં મંદતમ બનેલો દુર્ગંધ, કોને કેમ બાધા પહોચાડી શકે?

આ તો એક સંગતિ માત્ર કહેવાય. આ બાબતમા સ્થાનાગના ટીકાકાર અભયદેવસૂરિ વળી નવો પ્રકાશ પાડે છે. તેઓ કહે છે કે— "મનુષ્યક્ષેત્રનું કેવું ગંદુ સ્વરૂપ છે એમ આ ઉપરથી સૂચિત થાય છે. વસ્તુતઃ તો દેવ વા બીજો કોઇ નવ યોજન કરતા વધારે દૂરથી આવેલા પુદ્ગલોનો ગધ જાણતો નથી—જાણી શકતો નથી અથવા શાસ્ત્રમા ઇંદ્રિયોના વિષયનુ જે પ્રમાણ બતાવેલુ છે તે સંભવ છે કે ઔદારિક શરીર સંબધી ઇંદ્રિયોની અપેક્ષાએ હોય." ("इद च मनुष्यक्षेत्रस्य अशुभस्वरूपत्वमेवोक्तम् न च देवः अन्यो वा नवभ्यो योजनेभ्य परत आगत गन्ध जानाति-इति अथवा अत एव वचनाद् यद् इन्द्रियविषयप्रमाणमुक्त तद् औदारिकशरीरेन्द्रियापेक्षयैव संभाव्यते" પૃ० ૨૪૪ સ્થાનાગટીકા ) આમા પહેલુ કાંઇ લખ્યુ છે અને પછી વળી અથવા કરીને બીજું કાંઇ લખ્યુ છે, એથી આ સમાધાન પણ ખેચાખેંચી કરીને સંગતિ કરવા જેવું છે.

ભરતાદિક ક્ષેત્રમા જ્યારે એકાત સુખમા કાળ હોય ત્યારે તેનો દુર્ગંધ ચારસો યોજન જાય છે અને જ્યારે તેવો કાળ ન હોય ત્યારે પાચસો યોજન જાય છે માટે બે સંખ્યા બતાવી છે એમ શ્રીઅભયદેવસૂરિ કહે છે. ("कदाचित् भरतादिषु एकान्तसुषमादौ चत्वारि, अन्यदा तु पञ्चापि"—પૃ० ૨૪૪ સ્થા० ટી० )

**બહારથી પેઠેલા છે**

૧૪૬ મુડદામા જે કીડા દેખાય છે તેમના જીવો, કોઇ બીજી ગતિથી ચ્યવીને મુડદાના શરીરમા પેઠેલા છે-ઊપજેલા છે એવો આ વાક્યનો આશય છે.

**બાળક**

૧૪૭ રાજા પએસીના આ તર્કનો અભિપ્રાય નીચે પ્રમાણે જણાય છે: આત્મવાદી પરપરાઓ આત્માને નિત્ય માને છે, એટલે જેવો આત્મા બાળકમા છે તેવોજ આત્મા, તે બાળકની યુવાવસ્થામા પણ છે. જો આમ છે તો પછી જે કામ બાળકનો આત્મા નથી

કરી શકતો તે કામ તેજ બાળકની યુવાવસ્થાનો આત્મા કેમ કરી શકે ? વ્યવહારમાં તો એવું જોવામાં આવે છે કે જે કામ બાળકનો આત્મા નથી કરી શકતો તે કામ તેની યુવાવસ્થાનો આત્મા કરી શકે છે. બન્ને અવસ્થામા-બાળ અને યુવાનઅવસ્થામા એકજ વ્યક્તિનો આત્મા એકજ હોય અને તે નિત્ય હોય, એક સરખીજ અવસ્થામા રહેતો હોય, તો એ ઘટના ન બની શકે, માટે રાજા પએસી કહે છે કે આત્મા અને શરીર જુદા જુદા નથી. રાજા પએસીને મતે તો બાળકનું શરીર અશક્ત છે. માટે જે કામ તે ન કરી શકે તેજ કામ તે બાળકનું યુવાન શરીર જરૂર કરી શકે, શરીર તો બદલાયા કરે છે માટે તેને મતે આત્મા અનેશરીર એક જ છે, એ કલ્પના ઉદાહરણથી તે સમજાવે છે.

**મસકમાં**

૧૪૮ આ મસકનું ઉદાહરણ જ બરાબર નથી. પવનથી ભરેલી મસકનુ વજન અવશ્ય વધેજ અને ખાલી મસકનુ વજન પવનથી ભરેલી મસક કરતાં જરૂર ઓછું થાય એ તો આજે પણ પ્રત્યક્ષ છે. જે પવન પોતાના જબરદસ્ત આચકાથી મોટા મોટાં તોતિગ વૃક્ષોને સમૂળ ઉખેડી નાખે છે, જે પવનથી ભરેલા ડબા વા તુંબડાદ્વારા આપણે તરી શકીએ છીએ તે પવનનુ વજન ન હોય એ બનેજ કેમ ? છતા 'પવનનું વજન નથી' એમ જે અહીં કહેલું છે તે કઈ દૃષ્ટિએ સમજવું, એ કળાતુ નથી.

**કઠીયારા**

૧૪૯ દીઘનિકાયમાં આવુંજ એક મોટું ઉદાહરણ આપેલું છે. તેમાં માત્ર એક નાનો છોકરો અને એક જટિલ એ બેને આશ્રીને હકીકત કહેલી છે. જુઓ પૃ૦ ૩૪૧.

**વ્યવહારી**

૧૫૦ આ પદની વ્યાખ્યા કરતા ટીકાકાર લખે છે કે—

"કેશી કુમારશ્રમણે રાજા પએસીને 'તું મૂઢ નર છે' એમ પહેલા કહેલું અને તેથી રાજાના મનમા કલુષતા પણ નીપજેલી, હવે તે કલુષતા દૂર કરવા અને તેને સંતુષ્ટ–પ્રસન્ન કરવા કેશી કુમારજીએ તેને અહીં 'વ્યવહારી' કહીને વખાણ્યો છે." આ પદનો આશય ખોલતા ટીકાકાર કેશી કુમારશ્રમણનુ હાર્દ આ પ્રમાણે જણાવે છે– "હે રાજા પએસી ! જો કે તુ સારી રીતે બોલીને મને સંતોષ નથી આપતો તોપણ મારા તરફ તારા ભક્તિ અને બહુ માન છે માટે તું 'વ્યવહારી' છે." (एवामेव पएसि ! तुम पि ववहारी इति– यद्यपि त्वं न सम्यगालापेन मा सतोषयसि तथापि मम विषये भाक्ति-बहुमानं च कुर्वन् आद्यपुरुष इव व्यवहारी एव न अव्यवहारी. एतावता च 'मूढतराए तुमं पएसी ! तओ कट्ठहारयाओ' इत्यनेन वचसा यत् कालुष्यमापादितं तद् अपनीतम्, परम च संतोष प्रापित इति ॥ — પૃ૦ ૧૪૦)

## અભિગમ

૧૫૧ કોઈ સંતપુરુષ પાસે જતાં જે અદબ–મર્યાદા સાચવવાની હોય છે તેનું નામ અભિગમ છે.

## રમણીય—અરમણીય

૧૫૨ આ વાક્યનો આશય સ્પષ્ટ કરવા ટીકાકાર આ પ્રમાણે જણાવે છે: "કેશીકુમારજી રાજા પએસીને કહે છે કે હે રાજન્ ! તુ જૈનધર્માનુગામી ન હતો ત્યારે બીજા લોકોને દાન આપતો હતો. દાનની તારી આ પ્રથા હવે પણ તારે ચાલુ રાખવી ઉચિત છે. અર્થાત્ જૈન ધર્માનુગામી થયા પછી પણ તુ પહેલા જેવો દાની હતો તેવોજ હવે પણ દાની રહે એ ઉચિત છે. તાત્પર્ય એ કે તું પહેલા જેવો રમણીય હતો તેવોજ રમણીય હવે પછી પણ રહેજે, પણ અરમણીય ન થતો. અરમણીય થઈશ–ટુંકી દષ્ટિવાળો થઈશ–તો જૈનધર્મની અપકીર્તિ થશે અને અમોને અંતરાયકર્મ લાગશે."

( "मा ण तुमे पुव्व रमणिज्जे भवित्ता पच्छा अरमणिज्जे भविज्जासि ॥ इत्यादेर्ग्रन्थस्य अयं भावार्थः—पूर्वमन्येषां दात्रा भूत्वा सम्प्रति जैनधर्मप्रतिपत्त्या तेषामदात्रा न भवितव्यम् अस्माकमन्तरायस्य जिनधर्मापभ्राजनस्य च प्रसक्तेः" પૃ૦ ૧૪૫ )

રાજા પએસીને આ સૂચના કરી કેશીકુમારજીએ વિશાળ ભાવની જે સમજ આપી છે તે અતિમહત્ત્વની છે અને આજે આપણે એને અનુસરીએ તો જૈનધર્મની પ્રભાવના થવા ઉપરાંત સમાજમાં પણ શાંતિ પેદા કરી શકીએ.

### વિષ

૧૫૩ ભોજનમાં કે પીણામા વિષ ભેળવવાની કળા તો પ્રખ્યાત છે, પણ વસ્ત્રોમા સુંઘવાની માળાઓમાં અને શણગારના સામાનમાં, ન કળી શકાય તે રીતે વિષ ભેળવવાની કળા તે કાળે પણ લોકોમાં જાણીતી હતી એ જાણવા જેવી હકીકત છે. આજે પણ એવા વિષમય પોષાક બને છે કે જેને પહેરતા જ મરણ નીપજે.

### શેષ

૧૫૪ ધર્મનો સ્પર્શ થતા—ધર્માચરણને વ્યવહારમા મૂકતા—મનુષ્ય કેવો પવિત્ર બને છે તે આ કંડિકામા સ્પષ્ટપણે બતાવેલું છે.

### જણાવેલી છે?

૧૫૫ ૧૭૪ મી કંડિકામાં આ પ્રશ્ન અને તેનો ઉત્તર આવી ગયો છે.

### સૂર્યચંદ્રનાં

૧૫૬ આ સંસ્કારોને લગતી સવિસ્તર માહિતી માટે જુઓ સંસ્કારો ઉપરનું 'ભગવાન મહાવીરની ધર્મકથાઓ' માંનું ટિપ્પણ.

### દાસીઓ દ્વારા

૧૫૭ સૂત્રોમા જ્યાં જ્યા દાસીઓનું વર્ણન આવે છે ત્યાં બધે લગભગ એક સરખો ઉલ્લેખ હોય છે. અનાર્ય દેશનાં જે નામો

સૂત્રમા સૂચવેલા છે તેજ નામો દાસીઓના વર્ણનમા નોધેલા છે. જેમકે—ચિલાઇયા (કિરાત દેશની) બબ્બરિયા (બાબર દેશની) સિંહલી (સિંહલ દેશની) આરબી (અરબસ્તાનની) પારસી (પારસ–પર્શિયા–દેશની) ઇત્યાદિ. આ ઉપરથી એમ સમજી શકાય છે કે આર્યોએ અનાર્યો ઉપર જય મેળવી તેમને દાસ તરીકે રાખવાની પ્રથા પાડેલી તે આજસુધી પણ ભુંસાઇ નથી.

## વર્ષધરો

૧૫૮ રાજાના અંતઃપુરની રક્ષા માટે ઉક્ત દાસીઓ ઉપરાત કેટલાક વર્ષધરો અને કચુકીઓ પણ રાખવામા આવતા; જેઓ મૂળથી નપુસક હતા વા જેઓને અંત.પુરની રક્ષા માટે ખસી કરવામા આવતા તેઓ વર્ષધર કહેવાતા અને જેઓ સ્ત્રીની પેઠે કાચળી–કાપડું–પહેરીને રહેતા તેઓ કચુકી કહેવાતા. આચાર્ય હેમચંદ્ર કહે છે કે—"षण्ढे वर्षवर" અભિધાન૦ કાડ–૩ શ્લો૦ ૮૯૨. અર્થાત્ "પંઢ એટલે વર્ષવર." કોશમા વર્ષવર શબ્દ છે અને સૂત્રોમા વર્ષધર શબ્દ છે, છતા એ બન્ને શબ્દોનો ભાવ તો એક સરખો છે.

## કળાઓને

૧૫૯ બહોતેર કળાની સવિસ્તર સમજ માટે જુઓ 'ભગવાન મહાવીરની ધર્મકથાઓ' માનું કળાઓ ઉપરનુ ટિપ્પણ.

## અઢાર દેશી ભાષા વિશારદ

૧૬૦ આ વિશેષણની સ્પષ્ટ સમજ માટે જુઓ ભગવાન મહાવીરની ધર્મકથાઓમાનુ દેશી ભાષા ઉપરનુ ટિપ્પણ.



# અગાઉથી થયેલા ગ્રાહકોનાં નામ.

**થાન.**

૧ શેઠ અંબાવીદાસ નાથાભાઇ
૧ શાહ ઠાકરશી કરશનજી
૧ શાહ ત્રીભુવન પ્રેમચંદ
૧ શાહ દલસુખ સુખલાલ
૧ દોશી પાનાચંદ હરજીવન
૧ દોશી દેવશી ગણેશ, સરા
૧ શાહ ઉજમશી જુઠાભાઇ
૧ શાહ દલીચંદ પાનાચંદ
૧ શાહ નાગર વર્ધમાનની વિધવા પત્ની બાઈ છબલ
૧ શાહ પાનાચંદ ગોકળ તણખલા વાળા
૧ શાહ તેજપાળ વાઘજીના ધર્મ-પત્ની બાઈ મણીબાઇ
૧ શાહ દેવચંદ ધનજી
૧ ગાધી ફીરચંદ ઝવેરચંદ
૧ સંઘવી ઝવેરચંદ ચતુરના ધર્મ-પત્ની બાઇ સંતોકબાઈ
૧ શાહ ધારશી પાશવીર
૧ શાહ શીવલાલ ભગવાનજી પાંડવરાવાળા
૧ શાહ છવરાજ ખુશાલ
૧ શાહ ન્યાલચંદ ખુશાલ
૧ ગાધી કશળચંદ છવરાજ
૧ મહેતા ગુલાબચંદ ખેતશીની પુત્રી બ્હેન લક્ષ્મી
૧ શેઠ ચતુર જેઠાભાઈ
૧ શાહ કશળચંદ ખુશાલભાઈ
૧ કોઠારી હંસરાજ બાવાભાઇ
૧ શાહ નેણશી ધનજી
૧ શાહ મૂળચંદ જેઠાભાઇ
૧ શાહ હરજીવન કરશનજી
૧ શાહ કાળીદાસ કેવળચંદ
૧ દોશી સોમચંદ જીવરાજ સરાવાળા
૧ ગાધી ન્યાલચંદ હેમચંદ
૧ દોશી પીતામ્બર તલકશી
૧ ગાધી મોહનલાલ ઝવેરચંદ
૧ શાહ છોટાલાલ જીવરાજ
૧ શાહ માધવલાલ છગનલાલ
૧ શાહ જગજીવન દેવચંદ
૧ શેઠ મગનલાલ જેઠાભાઇ
૧ શાહ હરિલાલ વંદરાવન દા. બ્હેન ઝમુબ્હેન
૧ શાહ વેલશી કરશનજી
૧ શાહ દરખચંદ જગજીવન
૧ શાહ મોતીચંદ મોગરજી દા. બાઇ રળીયાતબાઈ
૧ ભાવસાર સોમચંદ ભૂદરજી

૧ શેઠ ત્રીભુવનદાસ છગનલાલ
૨ મહેતા ત્રંબકલાલ નરસિંહભાઇ
૧ શાહ મોહનલાલ ગોબરભાઈ

**અમદાવાદ.**

૧ દોશી ખીમચંદ વખતચંદ
૨ ગાંધી લલ્લુભાઈ મગનલાલ
૧ શાહ તલકચંદ ખીમચંદ
૧ શાહ શિવલાલ રતનશી
૧ ડૉકટર કેશવલાલ જેઠાભાઇ
૧ સંઘવી મોહનલાલ પ્રાગજી
૧ ગોપાણી પુરૂષોતમ ઠાકરશી
૧ શેઠ લાલચંદ જેઠાભાઇ
૧ શ્રી ચંચળબાઈ ખંભાતવાળા
૨ દોશી મોતીચંદ ધારશી
૧ મોહનલાલ કુંવરજી તલસાણીયા
૧ મણિયાર મનસુખલાલ જીવણભાઈ
૧ દેશાઇ જેઠાલાલ પ્રેમજી
૧ શ્રી પારવતીબાઇ
૧ શાહ ડાહ્યાભાઇ મોતીચંદ હા બાઇ શ્રી લક્ષ્મીબાઈ
૧ બાઇ મણીબાઇ
૧ શાહ જગજીવન નાનજી
૧ તલસાણીયા ખીમચંદ ખેચરભાઇ
૧ શાહ મણિલાલ મગનલાલ
૧ શાહ મોહનલાલ ગુલાબચંદ
૧ ગોસળીયા હરિલાલ ઓઘડભાઇ
૧ દોશી નાગરદાસ ભૂરાભાઇ
૧ શાહ લક્ષ્મીચંદ કપુરચંદ
૩ શાહ રમણલાલ મગનલાલ
૧ શાહ પુરૂષોતમ કાળીદાસ
૧ શાહ ગોરધનદાસ કેશવલાલ કલોલવાળા
૧ ખંધાર સુખલાલ દલીચંદભાઇ
૧ શાહ પોપટલાલ લક્ષ્મીચંદ
૧ ભાવસાર મોહનલાલભાઇ ખેડાવાળા

**મુંબાઈ.**

૧૦ છોટુભાઇ એફ ભાવસાર
૧૦ લાલચંદ નાગરદાસ તલમાણીયા
૨૫ શ્રી શાન્તિલાલ ઠાકરશીભાઈ ધ્રાગધરાવાળા
૧૦ શ્રી દલીચંદ જગજીવનદાસ થાનવાળા
૫ શ્રી નાનાલાલ નાગરદાસ લીંબડીવાળા
૫ શ્રી રામજી કરશનજીભાઇ થાનવાળા
૧ જેઠાલાલ ત્રીભુવનદાસ શાહ થાનવાળા
૧૦ શેઠ ધનજીભાઇ દેવશી ઘાટકોપર
૧૦ શેઠ નગીનદાસ એન્ડ માણેકલાલ

૧૦ શેઠ નારણજી પુરૂષોત્તમ
૫ શાહ જેઠાલાલ રામજીભાઇ
૫ ગોસળીયા હીરચંદ ખેતશીભાઇ
૫ શ્રી રામજીભાઇ જાદવજીભાઈ
૫ શાહ વનમાળીદાસ ગુલાબચંદ
૫ શાહ ત્રીભુવનદાસ વલમજી ચોરડીવાળા
૫ ગં. સ્વ. રત્નગવરીબ્હેન મુનીમ
૫ શેઠ લાધાભાઈ મણશીભાઈ
૫ શાહ હેમચંદ હરખચંદભાઇ
૫ શાહ ન્યાલચંદ જાદવજીભાઇ
૫ શાહ ગંગાદાસ લાલજીભાઇ
૫ શાહ લક્ષ્મીચંદ ડાહ્યાભાઈની કુંપની
૫ શ્રી ડુંગરશી ડાહ્યાભાઇ
૫ કેશવજી મોનજી ખેતાણી
૨ શાહ કાનજી માધવજીભાઇ
૨ શાહ ત્રીભુવનદાસ નરભેરામભાઈ
૨ શાહ ભગવાનદાસ સૌભાગ્યચંદ
૨ શ્રી લખમશી રતનજી
૨ શ્રી ફત્તેચંદ મોતીચંદ દેશાઇ
૨ શ્રી અમૃતલાલ નાગરદાસ
૨ શ્રી સુંદરજી મૂળજીભાઇ
૨ શ્રી જગજીવન દયાળભાઈ
૨ શ્રી ચંદુલાલ જગજીવનભાઇ
૨ શ્રી મકનજી મૂળચંદ
૨ શ્રી હાથીભાઇ ડોસાભાઇ
૨ શ્રી ગીરધરલાલ દામોદર દફતરી

૧ શ્રી હેમચંદ રામજીભાઇ
૧ શ્રી હરિદાસ જગજીવનભાઇ
૧ શ્રી ખોડીદાસ મૂળજીભાઇ
૧ શ્રી ચીમનલાલ ભગવાનજી કામદાર
૧ શ્રી માણેકચંદ ગોપાળજી શેઠ
૧ શ્રી નરભેરામ મોરારજી
૧ શ્રી ભગવાનજી ભાણજીભાઇ
૧ શ્રી પ્રેમચંદ નાનચંદભાઇ
૧ શ્રી તુળશીદાસ હરખચંદભાઇ
૧ શ્રી અ. સૌ. બ્હેન લક્ષ્મીબાઇ ધનજી
૧ શ્રી બ્હેન મરઘાબાઈ

## વાંકાનેર.

૨ શ્રી દીપચંદ વાલજી શાહ
૧ મહેતા પોપટભાઇ ફુલચંદભાઇ
૧ મહેતા રૂપચંદ ફુલચંદભાઈ
૧ મહેતા મલુકચંદ મોતીચંદભાઇ
૧ મહેતા કાન્તિલાલ કપુરચંદભાઇ
૧ સોલાણી ગોકુળદાસ હરજીવનભાઇ
૧ સોલાણી ધરમશી નાનચંદભાઇ
૧ શ્રી વીરચંદ હંસરાજભાઇ
૨ શ્રી કરસનજી ભીમજીભાઇ દોશી
૧ શ્રી લીલાધર પાનાચંદભાઈ દોશી
૧ શ્રી જગજીવન પાનાચંદ દોશી
૧ શ્રી પ્રેમચંદ લાલજીભાઈ દોશી
૧ શ્રી બેચર મોનજી ગાંધી

૧ શ્રી કડવા પરશોતમ ગાંધી હડમતીયાવાળા
૧ શ્રી કાળીદાસ ત્રીકમજી સંઘવી
૧ શ્રી ઝુંઝાભાઇ સોમચંદ સંઘવી
૧ શ્રી કેશળચંદ ગફુલ સંઘવી
૧ શ્રી ચત્રભુજ કચરાભાઇ સંઘવી
૧ શ્રી હેમચંદ જેચંદભાઇ સંઘવી
૧ શ્રી ત્રીકમચંદ જેચંદ સંઘવી
૧ શ્રી હીરાચંદ માનસીંગ સંઘવી
૧ શ્રી અમૃતલાલ શામજી સંઘવી
૧ શ્રી અભેચંદ શામજી સંઘવી
૧ શ્રી જૈન અજરામરજી લાયબ્રેરી
૧ શ્રી ચત્રભુજ પાશવીર પટેલ પડધરીવાળા
૧ શ્રી મણિલાલ વનમાળીદાસ શાહ રાજકોટવાળા
૧ શ્રી નારણજી છેદરજી સંઘવી
૧ બ્હેન શ્રી ચંપાબ્હેન રૂપચંદ
૧ શ્રી મોહનલાલ શામજી સંઘવી
૧ શ્રી મોતીચંદ ચતુર શેઠ
૧ શ્રી દેવજી ફુલચંદ શેઠ
૧ શ્રી ત્રીભુવનદાસ હરજીવનદાસ શેઠ
૧ શ્રી મોહનલાલ લક્ષ્મીચંદ શેઠ
૧ શ્રી ભગવાનજી દેવશી શેઠ
૧ શ્રી વાલજી ફુલચંદ મહેતા
૧ શ્રી મોતીચંદ કેશવજી મહેતા

**જામનગર.**

૨ શ્રી ઈંદરજી ઘેલાભાઇ પટેલ
૨ શ્રી છગનલાલ લક્ષ્મીચંદ શાહ જામકંડોરણાવાળા
૨ શ્રી સોમચંદ ટોકરશી જ્ઞાનવર્ધક પુસ્તકાલય
૨ શ્રી દેવચંદ મલુકચંદ શાહ
૨ શ્રી જગજીવન ખેતશી શાહ
૧ શ્રી ખેતશી ખેચરભાઇ શેઠ
૧ શ્રી ગોકળદાસ વચ્છરાજ મોદી
૧ વકીલ ઘેલાભાઇ કશળચંદભાઇ
૧ શ્રી મોરારજી કરશનજી ખત્રી
૧ શ્રી જગજીવન રાઘવજી ખત્રી
૧ શ્રી કશળચંદ કલ્યાણજી મહેતા
૧ શ્રી માવજી માણેકચંદભાઇ વોરા
૧ શ્રી ધરમશી પાનાચંદ વોરા
૧ શ્રી મોનજી પાનાચંદ વોરા
૧ શ્રી માધવજી પોપટભાઇ વોરા
૧ શ્રી રણછોડલાલ પ્રભુલાલ કોઠારી

**કલોલ.**

૫ શ્રી શાન્તિલાલ નાથાલાલ શાહ
૨ શ્રી શકરચંદ સુરચંદભાઇ ચોરવડોદરાવાળા
૧ શ્રી હિંમતલાલ નગીનદાસ શાહ
૧ શ્રી મંગળદાસ નગીનદાસ શાહ
૧ શ્રી નાનચંદભાઇ હકીસીંગ લીંબડીવાળા
૧ શ્રી કંચનલાલ મોહનલાલ તલસાણીયા, વઢવાણ કેમ્પવાળા
૧ શ્રી કપુરચંદ કેશવલાલ સંઘવી લીંબડીવાળા

૧ શ્રી ચીમનલાલ દલસુખરામ દેગામવાળા
૧ શ્રી રતિલાલ મણિલાલ શેઠ
૧ શ્રી ઘેલાભાઇ પ્રાણલાલ શાહ
૧ શ્રી મૂળજીભાઇ નિર્ભયરામ દોશી, ગોંડળવાળા

**પાલણપુર.**

૧૦ શ્રી છોટાલાલ હેમુભાઇ મહેતા
૬ બ્હેન શ્રી મક્ત બ્હેન મોદી
૧ શ્રી બહાદુરમલ મંગળજીભાઇ કોઠારી
૨ શ્રી લોંકાગચ્છ સ્થાનકમાર્ગી જૈન લાયબ્રેરી હા. બહાદુર-મલભાઇ કોઠારી

**ખેડા.**

૩ શ્રી સકરચંદ પાનાચંદ ભાવસાર
૨ શ્રી ભીખાભાઇ ભાઇલાલ ,,
૧ શ્રી ભોગીલાલ વરજીવનદાસ ,,
૧ શ્રી મગનલાલ નરોત્તમદાસ ,,
૧ શ્રી મોહનલાલ નારણદાસ ,,
૧ શ્રી પૂંજાલાલ જમનાદાસ ,,
૧ શ્રી સોમચંદ લલ્લુભાઇ ,,
૧ શ્રી ચીમનલાલ ઇશ્વરદાસ ,,
૧ શ્રી છોટાલાલ કીશોરદાસ ,,
૧ શ્રી કેશવલાલ લલ્લુભાઇ ,,
૧ શ્રી અંબાલાલ રણછોડદાસ ,,
૧ શ્રી મોહનલાલ લલ્લુભાઇ ,,
૧ શ્રી મોતીલાલ કસ્તુરદાસ ,,

**રાહપર (કચ્છ-વાગડ)**

૧ શ્રી સ્થાનકવાસી જૈન સ્થાનકખાતે
૧ શ્રી હીરાચંદ પ્રાગજી મોરબીયા
૧ શ્રી સોમચંદ જીકરાજ મોરબીયા
૧ શ્રી ન્યાલચંદ લક્ષ્મીચંદ પૂજ
૧ શ્રી પરશોતમ હીરજી મહેતા
૧ શ્રી દીપચંદ કરમચંદ મોરબીયા

**માંગરોળ.**

૧ શ્રી જગમોહનદાસ સૌભાગ્યચંદ શાહ
૧ શ્રી ખીમચંદ ઇંદરજીભાઇ શાહ
૨ શ્રી કરશનદાસ ઇંદરજીભાઇ શાહ
૧ શ્રી છોટાલાલ કપુરચંદભાઇ શાહ
૧ શ્રી હરિદાસ જગજીવનભાઇ શાહ
૨ શ્રી નેમચંદ વશનજીભાઇ શાહ
૧ શ્રી રામચંદ હીરાચંદ શાહ
૧ શ્રી ગુલાબચંદ લીલાધર
૧ શ્રી ત્રીભુવનદાસ નાનજીભાઇ શાહ
૧ શ્રી ગોસળીયા રવજી નારણજી શ્રી સંઘ

**માનકુવા. (કચ્છ)**

૧ શ્રી લવજી રતનશી મહેતા
૨ શ્રી દેવકરણ લવજી મહેતા
૧ શ્રી ગોપાળજી વલમજી શેઠ
૧ શ્રી નાનાલાલ રતનશી મહેતા
૧ શ્રી વસનજી હીરાચંદ મહેતા

**ગુંદાળા (કચ્છ)**

૨ શ્રી લાલજી ગગુભાઈ દોશીયા

**વડાળ** (જુનાગઢ)

૨ શ્રી જેચંદ નથુભાઈ કોઠારી

**જામજોધપુર** (કાઠીયાવાડ)

૨ શ્રી સ્થાનકવાસી જૈનસંઘ
હા. શ્રી વીઠલજી કુરજીભાઈ

**વઢવાણ શહેર.**

૫ શ્રી ઉજમશી ફુલચંદભાઈ

૨ શ્રી તેજપાળ તળસી ગાંધી
હા. છબીબ્હેન

૨ શ્રી અમૃતલાલ ઓઘડભાઇ

૨ શ્રી મહાદેવ લક્ષ્મીચંદ
ગોસળીયા દેદાદરાવાળા

૧ શ્રી નરશીભાઈ જેચંદ શેઠ

**વઢવાણ કેમ્પ.**

૩ વકીલ માણેકલાલ નાગરદાસ

૧ તલસાણીયા દેવસી વેલસી

**સાણંદ.**

૨ શ્રી સ્થાનકવાસી જૈનશાળા
હા. ચત્રભુજ રાજપાળ

**લીંબડી**

૫ શ્રી છબીલાલ સુખલાલ તલ-
સાણીયા

**સુદામડા.**

૧ શેઠ ઓધવજી કલ્લુભાઈ

૧ શ્રી લક્ષ્મીચંદ હંસરાજ કામદાર

૧ શ્રી શીવલાલ વેલશી શાહ

૧ શ્રી પ્રેમચંદ હરજીવનદાસ શાહ

૧ શ્રી મનસુખલાલ કચરાભાઇ ગાંધી

૧ શ્રી સ્થાનકવાસી જૈન લાયબ્રેરી

**જલગાંવ** (પૂર્વખાનદેશ)

૧ શ્રી રાજમલ નંદલાલ વરણગાવ

૧ શ્રી બાબુલાલ નાથાલાલ જલગાવ

૧ શ્રી છોટમલ હીરાલાલ ભૂસાવળ

૧ શ્રી સેરમલ મીશ્રીમલ હરસુદ

**લખતર.**

૨ શ્રી મગનલાલ વીરચંદ શાહ
સરન્યાયાધિશ

૧ શ્રી જેઠાલાલ તાગચંદ

૧ વકીલ જગજીવનદાસ ડામરશી

૧ શ્રી ઠાકરશી ગુલાબચંદ શાહ

૧ શ્રી શીવલાલ કેશવજી શાહ

૧ શ્રી ભા. ઈશ્વર હલ્લુભાઇ

૧ શ્રી લક્ષ્મીદાસ નેણશીભાઇ
મહેતા

**ગઢશીશા** (કચ્છ)

૨ શ્રી જૈન દેરાસર

૨ ડૉ. મોહનલાલ એસ. દેસાઇ

૧ શ્રી ગોપાળજી કોરશી, દેવપુર

૧ શ્રી પ્રેમજી વેલજી શાહ

ધરણગાવ (પૂર્વખાનદેશ)

૧ શ્રી કચરાભાઇ દેવાણી શાહ દેવપુર

૧ શ્રી કલ્યાણ ખેરાજી દેવપુર

૧ શ્રી જેસીંગભાઈ ધરમશી વાદ

૨ શ્રી મૂળજી શીવજી દરસડા

**ભાવનગર.**

૩ શ્રી ત્રીકમજી કાળીદાસ શેઠ

૨ શ્રી હેમચંદ હરિચંદ બદાણી

૧ શ્રી હરગોવિંદદાસ હરિચંદ
બદાણી

